પ્રકાશન નંબર : ૩૨૦

# યાદે અય્યામ

ગુજરાતના મુસ્લિમ શાસનકાળના
ભવ્ય અને ભાતીગર ઈતિહાસની ઝાંખી


રચના

**મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય હસની**
(રહમતુલ્લાહિ અલયહ)

'નદવતુલ ઉલમા' લખનવના માજી કુલપતિ
અને 'નુઝહતુલ ખવાતિર' વગેરે ગ્રંથોના કર્તા

પ્રવેશક

**પ્રોફેસર ખલીક અહમદ નિઝામી સાહેબ**
(અધ્યક્ષ : ઈતિહાસ વિભાગ, મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢ)

અનુવાદ

**અબ્દુલ કાદિર ફાતીવાલા**

પ્રકાશન નંબર : ૩૨૦

# યાદે અય્યામ

## ગુજરાતના મુસ્લિમ શાસનકાળના ભવ્ય અને ભાતીગર ઈતિહાસની ઝાંખી

રચના

**મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય હસની**

(રહમતુલ્લાહિ અલયહ)

'નદતુલ ઉલમા' લખનવના માજી કુલપતિ
અને 'નુઝહતુલ ખવાતિર' વગેરે ગ્રંથોના કર્તા

પ્રવેશક

**પ્રોફેસર ખલીક અહમદ નિઝામી સાહેબ**

(અધ્યક્ષ : ઈતિહાસ વિભાગ, મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢ)

અનુવાદ

**અબ્દુલ કાદિર ફાતીવાલા**

**પ્રકાશક**

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ.પો. કંથારીઆ – ૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત)
☎ : (02642) 66786 / 41480

**પ્રકાશન વર્ષ**

હિજરી સન ૧૪૨૩
ઈસવી સન ૨૦૦૨



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

[આરંભ કરું છું અલ્લાહ તઆલાના નામથી,
જે મહા કૃપાળુ (અને) અત્યંત દયાળુ છે.]

وَتِلْكَ الْاَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ النَّاسِ ج

આ (અમારો નિયમ છે કે વિજયના) દિવસોને
લોકો વચ્ચે અમે ફેર બદલ કરતા રહીએ છીએ.

[સૂરએ 'આલિ ઇમરાન', આયત : ૧૪૦]

# અનુક્રમણિકા

## યાદે ઐયામ



### મુસલમાનોના હુમલા



### ગુજરાતમાં મુસલમાનોની સ્વતંત્ર સલ્તનત

## ગુજરાતના બાદશાહોની શાસન પદ્ધતિ



## મદ્રસાઓ (વિદ્યાલયો)



## પ્રતિભાશાળી વજીરો

## ગુજરાતના મશાઈખ (સંતો)



## ગુજરાતના આલિમો

**ગુજરાતના આલિમો મોગલ શહેનશાહોના દરબારમાં**

**વિવિધ સૂચિઓ**

# પુસ્તક વિશે કંઈક

## હઝરત મૌલાના
## સૈયદ અબુલ હસન અલી નદવી સાહબ
## (નવ્વરલ્લાહુ મરકદહુ)

અવલોકન હેઠળનું પુસ્તક, લેખકે જેનું નામ 'યાદે અય્યામ' રાખેલું છે, તે સર્વ પ્રથમ ઈ.સ. ૧૯૧૯માં 'ઓલ ઈન્ડિયા મોહમેડન એજયુકેશનલ કોન્ફરન્સ' ('અખિલ હિંદ મુસ્લિમ શિક્ષણ પરિષદ') અલીગઢ, મારફતે અલીગઢ કોલેજના ઈન્સ્ટીટયુટ પ્રેસમાં, લેખકની હયાતીમાં છપાયું હતું. તેના આરંભમાં કોન્ફરન્સના ત્યારના ઓનરરી જોઈન્ટ સેક્રેટરી (માનદ સહમંત્રી) નવાબ મૌલાના હબીબુર્રહમાન ખાન શેરવાની, જેઓ પાછળથી 'નવાબ સદર યાર જંગ'ના ખિતાબથી આભૂષિત થયા હતા અને હૈદરાબાદ દખ્ખણ રાજયના, મઝહબી બાબતોના ચીફ જજ (વડા ન્યાયાધિશ)ના ઉચ્ચ પદ પર નીમાયા હતા, તેમની લખેલી સંક્ષિપ્ત પ્રસ્તાવના હતી. તેમાં તેમણે આ લાભપ્રદ, સત્વસભર, વિચારપ્રેરક અને માહિતીપ્રચૂર પુસ્તકના લેખન અંગે આનંદદાયી નિમિત્તનો ઉલ્લેખ કરેલો છે અને એના શૈક્ષણિક, ઐતિહાસિક અને સાહિત્યિક મૂલ્ય પર ટૂંકમાં પ્રકાશ પાથરેલો છે.

લેખકના પુત્ર મૌલાના સૈયદ અબ્દુલ અલી હસની સાહબ, બી. એસ. સી. જેઓ ત્યાર પછી મૌલાના ડોકટર હકીમ સૈયદ અબ્દુલ અલી, કુલપતિ, નદવતુલ ઉલમા તરીકે જાણીતા થયા હતા, તેમનો તૈયાર કરેલો ગુજરાતનો નકશો પણ પુસ્તકમાં સામેલ હતો. પુસ્તકનું સુલેખન અને મુદ્રણ ઈન્સ્ટીટયૂટ પ્રેસ, અલીગઢની

પરંપરા પ્રમાણે ઉચ્ચ ધોરણનું અને અત્યંત નયનરમ્ય હતું.

એના પ્રકાશનના સાત વર્ષ પછી અને વિદ્વાન લેખકના અવસાનના ત્રણ વર્ષ પછી, એને બીજી વાર છપાવવાની જરૂરત જણાઈ. શિબ્લી બુક ડેપો, લખનૌના વ્યવસ્થાપક મૌલવી સૈયદ કલીમ અહમદ સાહબની કાળજી હેઠળ ફરી વાર લખનૌથી પ્રગટ કર્યું. એના આરંભમાં લેખકના વડા સુપુત્ર ડોકટર સૈયદ અબ્દુલ અલી સાહેબ મર્હૂમની કલમે કંડારેલો અને પુસ્તકના ૩૨ પૃષ્ઠોમાં પથરાયેલો, લેખકનો વિસ્તૃત જીવન પરીચય પણ હતો જે ત્યાર પછીથી લખાયેલા લેખકના સમગ્ર ઉલ્લેખો, જીવન પરિચયો અને જીવન ચરિત્રોનો પાયો છે; પરંતુ અફસોસ એ વાતનો છે કે એ આવૃત્તિના સુલેખન અને મુદ્રણ ઉચ્ચ ધોરણના ન હતાં.

લાંબા સમયથી, જાહેરાત વગેરેની કાળજીના અભાવે, આ પુસ્તક પુસ્તકાલયોમાં અને વિદ્વાનોના નાના વર્તુળમાં સીમિત થઈને રહી ગયું હતું અને એવી આશંકા ઉત્પન્ન થઈ ગઈ હતી કે એની ગણના અપ્રાપ્ય પુસ્તકો અને દુર્લભ ગ્રંથોમાં થવા લાગશે અને શૈક્ષણિક તેમજ વિદ્યાકીય સંશોધન કાર્ય કરનારાઓ એના લાભથી વંચિત રહેશે.

મારી માનસિક કેળવણી, ઈતિહાસ પ્રત્યેની અભિરુચિ અને લેખન શકિતની (કાબિલિયતમાં) આ પુસ્તકનો બુનિયાદી ફાળો છે. **'કદ નાનું પણ મૂલ્ય મોટું'** એ કહેવત આ પુસ્તકને સાચા અર્થમાં બંધ બેસે છે. 'હયાતે અબ્દુલ હય્ય' (નામના મારા ગ્રંથમાં) આ પુસ્તક વિશે ચર્ચા કરતી વેળા દર્શાવ્યું છે તેમ હું આ પુસ્તકના મહત્વ અને ફાયદાઓથી સર્વથા જાણકાર હતો એટલે મારા દિલમાં ફરીથી એનું પ્રકાશન કરવાની સ્ફુરણા થઈ અને મેં કોન્ફરન્સના હાલના સેક્રેટરી અને આ પુસ્તક—લેખનના આદ્ય પ્રેરક નવાબ સદર યાર જંગ (રહ.)ના પુત્ર નવાબ મૌલવી ઉબૈદુર્રહમાન ખાન

શેરવાની પાસે, 'મજલિસે તહકીકાત વ નશ્રિયાતે ઈસ્લામ' (ઈસ્લામી સંશોધન અને પ્રકાશન અકાદમી) મારફતે આ પુસ્તકને ફરી પાછું છાપવાની અનુમતિ માંગી. જનાબ મોસૂફે (મારી સાથેના) સંબંધ અને વિદ્યાનુરાગિતાને કારણે, ખુશીથી સંમતિ આપી.

આ પ્રસંગે વિચાર ઉદભવ્યો કે આ આવૃત્તિમાં સામેલ કરવા માટે કોઈ એવા સંશોધનશીલ અને વિદ્વાન લેખકને પ્રવેશક અને પરિચય લખી આપવા માટે વિનંતી કરવામાં આવે કે જેણે હિન્દુસ્તાનના ઈસ્લામી કાળના ઈતિહાસના વિવિધ પાસાઓનો વિશાળ અને ઊંડો, તલસ્પર્શી અભ્યાસ કર્યો હોય. તદુપરાંત તે એના ચિંતન અને અવલોકનનું ખાસ ક્ષેત્ર અને વિષય પણ હોય. આ કાર્ય માટે સુખ્યાત વિદ્વાન પ્રોફેસર ખલીક અહમદ નિઝામીનું વ્યકિતત્વ ધ્યાનાકર્ષક જણાયું, કારણ કે વર્તમાનકાળમાં આ વિષયમાં તેઓ વિશિષ્ટ સ્થાન ધરાવે છે અને એમની પ્રવાહી અને પ્રફુલ્લ કલમમાંથી :–

- 'તારીખે મશાઈખે ચિશ્ત' અને
- 'સલાતીને દેહલીકે મઝહબી રુજહાનાત'

જેવી કિંમતી કૃતિઓ અવતરી ચૂકી છે.

એવું પણ અનુમાન હતું કે તેઓ 'યાદે અય્યામ'ના કર્તાની અન્ય કૃતિઓ :

- 'નુઝહતુલ ખવાતિર' અને
- 'અસ્સકાફતુલ ઈસ્લામિય્યહ ફિલ હિન્દ'

ના ઈલ્મી મહત્વ અને મૂલ્યથી પણ વાકેફ છે તેમજ એના સમર્થક અને અનુમોદક પણ છે. તેમણે પ્રેમભાવે આ દરખાસ્ત સ્વીકારી લઈને એક વિદ્વત્તાપૂર્ણ અને માહિતીસભર પ્રસ્તાવના લખી

આપી, જેનાથી આ આવૃત્તિના મહત્વ અને મૂલ્યમાં તથા વાચકોના જ્ઞાન અને માહિતીમાં મૂલ્યવાન ઉમેરો થયો છે.

મારા વડીલ બંધુ મૌલાના હકીમ ડોકટર સૈયદ અબ્દુલ અલી સાહબ મર્હૂમે લખેલો લેખકનો જીવન પરિચય પણ કંઈક ઘટાડા વધારા સાથે આ આવૃત્તિમાં સામેલ કરી દેવો યોગ્ય જણાયો, કારણ કે ત્યાર પછી મર્હૂમ લેખકના વિસ્તૃત જીવન ચરિત્ર વિશે મારું પુસ્તક 'હયાતે અબ્દુલ હય્ય' નદવતુલ મુસન્નિફીન, દિલ્હી તરફથી પ્રગટ થઈ ચુકયું છે.

ડોકટર સાહેબ મર્હૂમનો તૈયાર કરેલો નકશો પણ આ આવૃત્તિમાં સામેલ કરવામાં આવ્યો છે.

આ સર્વ સુધારા વધારાઓ સહિત 'મજલિસે તહકીકાત વ નશ્રિયાતે ઈસ્લામ' (ઈસ્લામી સંશોધન અને પ્રકાશન અકાદમી)ની પ્રગટ કરેલી આ આવૃત્તિ વિશેષ લાભપ્રદ અને મૂલ્યવાન બની જશે અને તેના માટે આતુર અને ઉત્સુક નૂતન વર્તુળોમાં પણ એ સહેલાઈથી પહોંચી જશે એવી આશા છે.

અલ્લાહને મંજૂર હશે તો એનો અંગ્રેજી અને ગુજરાતીમાં અનુવાદ પણ પ્રગટ થશે.

અલ્લાહ તઆલા આ પ્રયાસોને કબૂલ અને ફળદાયી બનાવે અને તેને ન માત્ર ગુજરાતીઓ, બલકે સર્વ ભારતીય મુસલમાનો માટે અને એનાથીયે આગળ મિલ્લતે ઈસ્લામિય્યહ માટે આંખો ખોલનારા અને હિંમત વધારનારા પુરવાર કરે. (આમીન)

**(હઝરત મૌલાના) સૈયદ અબુલ હસન અલી નદવી**

દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ

૨૫, મુહર્રમ, ૧૪૧૩ હિ.સ. - ૧૨, નવેમ્બર, ૧૯૯૨ ઈ.સ.

# અનુવાદ વિશે કંઈક

## અબ્દુલકાદિર ફાતીવાલા

**વાત આરંભું હું લઈને એનું નામ,**
**જેની બરકતથી ન અટકે કોઈ કામ,**

**છે દયાળુ ને કૃપાળુ એ ખુદા,**
**એના પૈગમ્બર ઉપર લાખો સલામ.**

મારી જાણ પ્રમાણે 'યાદે અય્યામ'નો આ ચોથો ગુજરાતી અનુવાદ છે. આ પહેલાના ત્રણ અનુવાદોની વિગતો આ પ્રમાણે છે :

[૧] આપણા વિદ્વાન ગુજરાતી અનુવાદક મુહતરમ ઈમામુદ્દીન દરગાહવાલા સાહેબના જણાવ્યા પ્રમાણે 'યાદે અય્યામ'નો સર્વ પ્રથમ અનુવાદ જનાબ મુસ્તફાબાદીએ કર્યો હતો અને તે રાંદેરના પ્રખ્યાત માસિક 'સાદિક'માં હફતાવાર પ્રગટ થયો હતો.

[૨] બીજો અનુવાદ જનાબ સૈયદ કાસિમ અલી પીરાણાવાલા સાહેબે કર્યો હતો અને તે મૌલાના હબીબુર્રહમાન ગઝનવી સાહબના અમદાવાદથી પ્રગટ થતા પ્રખ્યાત માસિક 'આબે હયાત'ના ફેબ્રુઆરી, ૧૯૬૩થી ફેબ્રુઆરી, ૧૯૬૪ના એક વર્ષના સમયગાળાના અંકોમાં હફતાવાર પ્રગટ થયો હતો.

એમાંની કેટલીક ફુટનોટસ (યાદટિપો)મેં મારા આ અનુવાદમાં નામોલ્લેખ સાથે સાભાર ટાંકી છે.

[૩] 'યાદે અય્યામ'નો ત્રીજો અનુવાદ, 'ગુજરાત સાથે ઈસ્લામી સંબંધો' શીર્ષક હેઠળ, સુરતના 'અલ ઈસ્લાહ' માસિકમાં એપ્રીલ, ૧૯૫૮થી જાન્યુઆરી ૧૯૬૦ સુધીના અંકોમાં હફતાવાર પ્રગટ થયો હતો.

જો કે 'અલ ઈસ્લાહ'ની લાક્ષણિકતા પ્રમાણે, મૂળ પુસ્તકના નામનો, એના લેખકના નામનો કે એના અનુવાદકના નામ સુધ્ધાંનો કયાંય, કયારેય ઉલ્લેખ થયેલો નથી, પરંતુ અનુવાદની ભાષા અને શૈલી પરથી એ અનુવાદ મરહૂમ 'સીરતી' સાહેબનો હશે એમ સહેજે કલ્પી શકાય.

'યાદે અય્યામ'ના આ ત્રણ અનુવાદો પૈકી એક પણ પુસ્તકાકારે પ્રગટ થયેલો નથી. આજની નવી પેઢીના યુવાનો માટે મજકૂર સામયિકોના જૂના અંકો શોધવા અને વાંચવા અશકય નહિ તોય મુશ્કેલ અવશ્ય છે. વળી, વર્તમાન પ્રવાહોના સંદર્ભમાં માત્ર મુસ્લિમો જ નહિ, બલકે ગેર મુસ્લિમોને, શાળા-મહાશાળાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, પ્રાધ્યાપકો, ઈતિહાસરસિકો અને સંશોધકો વગેરે સૌને ઉપયોગી નીવડે એવા, વિવિધ સૂચિઓ સહિતના સરળ ગુજરાતી અનુવાદની ઘણા લાંબા સમયથી ઘણી આવશ્યકતા જણાતી હતી.

## ઘણાં લાંબા સમયની આરઝૂ પૂરી થઈ

ગુજરાતી ભાષાના ઉમદા લેખક અને નદવી આલિમ તથા ગુજરાતના સુરતથી પ્રગટ થતાં ''યંગ વહોરા વેલફેર'' માસિકના વિદ્વાન તંત્રી અને ''મુજાહિદ'' સાપ્તાહિકના સંપાદક જનાબ મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ લખે છે કે :

'યાદે અય્યામ'એ ઈસ્લામી જગતના મહાન આલિમ હઝરત

મૌલાના અબુલ હસન અલી નદવી સાહબના વાલિદ મર્હુમે લખેલ પુસ્તક છે અને એથી જ હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી સાહેબ (રહ.)ની તીવ્ર ઈચ્છા હતી કે, ગુજરાત અંગેના આ અમૂલ્ય પુસ્તકનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી એને પુસ્તક રૂપે પ્રગટ કરવું જોઈએ.

મૌલાનાએ પોતાની આ ખ્વાહિશ એકથી વધુ વાર અનેક આલિમો સમક્ષ પોતાની ગુજરાતની મુલાકાત દરમ્યાન વ્યકત કરી હતી. એક વેળા તડકેશ્વર ખાતે ઉલમાની મજલિસમાં હઝરત મૌલાના ગુલામ મુહમ્મદ નૂરગત સાહબના નિવાસ્થાને પણ આ ઈચ્છા વ્યકત કરી સાથે જ એવો આગ્રહ રાખ્યો કે ભાષાંતરકર્તા એવો હોવો જોઈએ કે, જેને અરબી, ઉર્દૂના જ્ઞાનની સાથે ગુજરાતી પર સારું પ્રભુત્વ હોય તેમજ તેની શૈલી સુંદર અને સમૃધ્ધ હોય !'

['મુજાહિદ' સાપ્તાહિક તા. ૧ / ૧૦ / ૧૯૮૭]

હઝરત મૌલાના ડોકટર તકીયુદીન સાહબ નદવી, મઝાહિરી ઉર્દૂ–અરબી ભાષાના પ્રખર વિદ્વાન લેખક અને કેળવણીકાર છે. ઈસવી સનની વીસમી સદીના સાતમાં દાયકામાં આપે સાડાચાર વરસ સુધી ગુજરાતમાં પણ પોતાની ઈલ્મી સેવાઓ આપી હતી. ત્યારે હઝરત મૌલાના અબુલ હસન અલી મિયાં નદવી સાહબ (રહ.)ની પ્રખ્યાત કિતાબ 'અરકાને અરબહ'નો ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવવાની આપની ઈચ્છા હતી. એ અંગેમંજૂરી મેળવવા માટે આપે હઝરત મૌલાનાને પત્ર લખ્યો હતો.

હઝરત મૌલાના અબુલ હસન અલી મિયાં નદવી સાહબ (રહ.)એ એના જવાબમાં આપને લખ્યું હતું કે :

'અરકાને અરબહ'નો શોખથી ગુજરાતીમાં અનુવાદ કરાવો, પરંતુ મારી એક દીર્ઘકાલિન મહેચ્છા છે, જેની પરિપૂર્ણતા કદાચ

આપના હાથો વડે થવાનું નિર્મિત થયું હોય. વાલિદ સાહબની કિતાબ 'યાદે અય્યામ' ગુજરાતના ઈતિહાસ વિષે સર્વોત્તમ પુસ્તક છે. હજુ ગઈ કાલે જ નવાબ સદર યાર જંગ મૌલાના હબીબુર્રહમાન શેરવાનીનો એક પત્ર, જે આ પુસ્તકને વાંચીને, (તેમણે) વાલિદ સાહબને લખ્યો હતો, (મેં) વાચ્યો.

એમાં તેમણે લખ્યું છે કે,

''ઈન્શાઅલ્લાહ આ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ થશે.''

અફસોસ છે કે એ ભવિષ્યવાણી હજુ સુધી પૂરી નથી થઈ !

મેં અગાઉ મૌલાના હબીબુર્રહમાન ગઝનવી (હવે બંધ થયેલા ગુજરાતી માસિક 'આબે હયાત'ના મર્હૂમ તંત્રી)નું એ તરફ ધ્યાન દોર્યું હતું. તેમણે કદાચ ક્રમશઃ એનો અનુવાદ ('આબે હયાત'માં) પ્રગટ પણ કર્યો છે. (એનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે.)

અફસોસ એ છે કે ગુજરાતના આલિમોએ આ પુસ્તકની કદર અને કિંમત ન ઓળખી. ઘણાં કામોમાં લાખો રૂપિયા ખર્ચાય છે, આ કિતાબનું પ્રગટ થવું કયું મુશ્કેલ કામ છે !

શું અચરજ છે કે હવે આ કામનો સમય આવી ગયો હોય !''

❑ **લેખ : 'મુફક્કિરે ઈસ્લામ હઝરત મૌલાના અલી મિયાં સાહબ નદવીઃ સાનિહ-એ-ઈર્તિહાલ : કુછ યાદેં ઔર કુછ બાતેં'**

❑ **લેખક : હઝરત મૌલાના ડો. તકીયુદ્દીન નદવી, મઝાહિરી સાહબ**

❑ **સામયિક : 'અર્રશાદ', ઉર્દૂ માસિક, મુઝફ્ફરપુર, આઝમગઢ (યુ.પી.) સપ્ટેમ્બર, ૨૦૦૦નો 'મુફક્કિરે ઈસ્લામ' વિશેષાંક પાનું ૧૬**



ઈસવી સન ૧૯૮૪માં હઝરત મૌલાના અબુલ હસન અલી

મિયાં નદવી સાહબ (રહ.) મુંબઈ તશરીફ લાવ્યા હતા. ત્યાં આ નાચીઝને રૂબરૂ બોલાવીને આપે પોતાની મહેચ્છા વ્યકત કરી.

સાથે જ આપે એક શરત પણ મૂકી :

''યહ કિતાબ મેઅયારી ઝબાનમેં લિખી ગઈ હૈ, ઔર ઈસકા તર્જમા મેઅયારી ઝબાનમેં હોના ચાહિયે.''

અલ્લાહના ભરોસે મેં એ બીડું ઝડપી લીધું અને મારી હેસિયત પ્રમાણે કોશિશ કરી. અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી એમાં સફળતા આપી.

ગુજરાતની સુપ્રસિધ્ધ 'સુરુચિ છાપ શાળા', બારડોલીએ એનું સુંદર આકર્ષક મુદ્રણ કર્યું અને 'મજલિસે તહકીકાત વ નશરીયાતે ઈસ્લામ' લખનૌ તરફથી ઓગષ્ટ, ૧૯૮૬માં એની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઈ. હઝરત મૌલાનાની દીર્ઘકાલિન આરઝૂ પૂર્ણ થઈ અને આપનું દિલ ખૂશ થઈ ગયું. **અલહમ્દુ લિલ્લાહ.**

ગુજરાતના મુસ્લિમ અને ગૈર મુસ્લિમ સર્વ વિદ્વાનોનો એને સુંદર, ઉષ્માપૂર્ણ આવકાર મળ્યો, જે અન્યત્ર આપેલાં એમના અમૂલ્ય અભિપ્રાયો અને પ્રતિભાવોમાં વ્યકત થાય છે. મજકૂર પ્રતિભાવોની સંપૂર્ણ ફાઈલ મેં હઝરત મૌલાનાની ખિદમતમાં પેશ કરી હતી, જે આપે સહર્ષ સ્વીકારી લીધી હતી. અલ્હમ્દુ લિલ્લાહ.

## બીજી આવૃત્તિ

પ્રથમ આવૃત્તિ પ્રગટ થયાને ૧૭ (સત્તર) વરસનો ઘણો લાંબો સમયગાળો વીતી ગયો છે. મુસ્લિમ અને ગૈર મુસ્લિમ વાચકો અને વિદ્વાનો તરફથી આ પુસ્તકની સતત માંગ થતી રહે છે એટલે એની બીજી આવૃત્તિ પ્રગટ થઈ રહી છે. દારુલ ઉલૂમ કંથારીઆના પ્રકાશન વિભાગે એનું કોમ્પ્યુટર પર કંપોઝીંગ કરાવી, ઓફસેટ પર સુંદર

આકર્ષક મુદ્રણ કરાવી, બહુરંગી મનોહર મુખપૃષ્ઠ તૈયાર કરાવી, એમની ઉચ્ચ પ્રણાલિકા પ્રમાણે એનું ઊડીને આંખે વળગે એવું સુંદર પ્રકાશન કર્યું છે. અલ્લાહ તઆલા એમની ખિદમતોને કબૂલ ફરમાવી વધુને વધુ તરક્કીઓથી નવાઝે. આમીન.

પુસ્તકના એક–એક શબ્દને ખૂબ જ મહેનત અને ખંતથી જોઈ, તપાસી, ચકાસી ભૂલોનું શુધ્ધીકરણ કરી આપવા બદલ 'અહલે નઝર' બુઝુર્ગો,

- ❋ હઝરત મૌલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહેબ (દા.બ.)
- ❋ હઝરત મુફતી અહમદ ખાનપુરી સાહેબ (દા.બ.),
- ❋ હઝરત મૌલાના હસન ભડકોદ્રવી સાહેબ (દા.બ.), તેમજ
- ❋ માનનીય ડો. ઝિયાઉદ્દીન એ. દેસાઈ સાહેબ [ભારત સરકારના પુરાતત્વ સર્વેક્ષણ (આર્કિયોલોજીકલ સર્વે)ના નિવૃત્ત ડાયરેકટર]નો

હું તહે દિલથી આભારી અને ઋણી છું. એ ભૂલો આ બીજી આવૃત્તિમાં સુધારી લેવામાં આવી છે. માનનીય ડો. ઝિયાઉદ્દીન દેસાઈ સાહેબે ઘણી અગત્યની ફૂટનોટસ પણ ઉમેરી છે.

વાચકોની સહૂલત માટે આ આવૃત્તિમાં હિજરી સનની સાથે જ બાજુમાં કૌસમાં ઈસવી સન પણ દર્શાવી દીધી છે.

માનવંત મુસ્લિમ વ્યકિતઓના નામોની પાછળ ઈસ્લામી શિષ્ટાચાર પ્રમાણે વપરાતા દુઆના અરબી શબ્દોના અર્થો, ગૈરમુસ્લિમ સુજ્ઞ વાચક મિત્રો પણ સમજી શકે એટલા માટે, પાછળ પરિશિષ્ટ–૧માં એ શબ્દોની માહિતી આપી છે.

**'રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ સમીઉલ અલીમ'**

હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ !

બેશક, તું સાંભળનાર અને જાણનાર છે.

મોટા ઘાંચીવાડ, નાચીઝ,

વલસાડ ૩૯૬ ૦૦૧ **અબ્દુલકાદિર ફાતીવાલા**

# માનનીય હિન્દુ વિદ્વાનોના અભિપ્રાયો

## ડો. ભોગીલાલ જ. સાંડેસરા (વડોદરા) M. A. ; P. hd.

**['ગુજરાતી સાહિત્ય પરિષદ'ના માજી પ્રમુખ, ઈતિહાસના સંશોધક, ૪૦ ગ્રંથો અને ૫૦૦ સંશોધન લેખોના લેખક]**

''મને ગુજરાતના ઈતિહાસમાં વિશેષ રસ હોઈ એ વિષે નવીન દ્દષ્ટિએ લખાયેલા કોઈ પણ પુસ્તકને હું આવકારું છું. ભાષાંતર સરલ અને તુરત સમજાય એવું છે. અને ઈતિહાસની કેટલીક નવીન હકીકત કે નવાદ્દષ્ટિ બિન્દુ એમાંથી મળે છે. પુસ્તકના રૂપ–રંગ સુઘડ અને આકર્ષક છે.''

## શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ I. A.S.

**[રીટાયર્ડ કલેક્ટર, જૂનાગઢના ભૂતપૂર્વ નવાબના ઉચ્ચ અધિકારી, ઉર્દૂ–ફારસી ભાષાઓના નિષ્ણાત, ઈતિહાસના સંશોધક અને અનેક પુસ્તકોના વિદ્વાન લેખક]**

''મૌલાના (અબૂ ઝફર) નદવીના 'ભારત ઔર અરબકા સંબંધ' જેવા પુસ્તક પછી 'યાદે એયામ' જેવા પ્રચુર માહિતી આપતા ઉર્દૂ ગ્રંથનું ભાષાંતર શ્રી ફાતીવાલા ગુજરાતી પ્રજાને આપે છે તે માટે તેઓ અવશ્ય ધન્યવાદના અધિકારી છે.

મૂળ લેખકે આ ગ્રંથ લખી ગાગરમાં સાગર ભરી દીધો છે. અનેક પુસ્તકો ઉથલાવો ત્યારે પણ ન મળે એવી માહિતી આપી લેખકો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને વાચકો ઉપર મહાન ઉપકાર કર્યો છે અને તેને આપણી સમક્ષ મૂકી શ્રી ફાતીવાલાએ મહાન પ્રશંસનીય કાર્ય કર્યું છે. ગ્રંથના અંતમાં પરિશિષ્ટો આપ્યા છે તે પણ સ્તુત્ય અને પ્રશંસાને પાત્ર છે.

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આ પુસ્તક એક મહત્વના સંદર્ભગ્રંથ તરીકે આવકાર પામશે. હું શ્રી ફાતીવાલાને અભિનંદન આપું છું તથા આવા બીજા પુસ્તકો પ્રસિધ્ધ કરે તેવી પ્રાર્થના કરું છું.''

## શ્રી રસિકલાલ દવે (વડનગર, ઉત્તર ગુજરાત)

[જાણિતા સાહિત્યકાર તથા 'આનર્ત સંસ્કાર અધ્યયન મંડળ'ના પ્રમુખ]

''ગુજરાતમાં મુસલમાની યુગની વિગત સભર માહિતી આ પુસ્તકમાં જણાય છે. ઈતિહાસ માત્ર રાજયકર્તાઓને કેન્દ્રમાં રાખીને લખાતો રહ્યો છે, જયારે આ પુસ્તકમાં સર્વગ્રાહી દ્રષ્ટિ દેખાઈ આવે છે. જેમને ઈતિહાસમાં રસ છે તે સૌને આ પુસ્તક ગમશે.''

## શ્રી જેઠાલાલ ત્રિવેદી

[પચાસ કરતા વધારે ગ્રંથોના લેખક, ગુજરાત સરકારના અનેક પારિતોષિકો પ્રાપ્તકર્તા, 'મેઘાણી સુવર્ણ ચંદ્રક' પ્રાપ્તકર્તા, વિદ્વાન સાહિત્યકાર.]

"ગુજરાતની મુસ્લિમ સંસ્કૃતિ તથા તેને સ્પર્શતા એક ઉપયોગી ઈતિહાસ ગ્રંથને શ્રી ફાતીવાલાએ ગુજરાત માટે સુલભ બનાવ્યો તે માટે ધન્યવાદ.

એમની અનુવાદ-ભાષા સરલ અને પ્રવાહી છે, તે જોઈ વિશેષ આનંદ થાય છે. પાને પાને એમની ચીવટ જોઈ શકાય છે. એમણે તારવેલી અનેક સૂચિઓથી ગ્રંથ વિશેષ ઉપયોગી બન્યો છે."

## શ્રી અમરતભાઈ એમ. દેસાઈ B. A. ; B. T.

**[વલસાડની વિખ્યાત 'બાઈ આવાંબાઈ હાઈ સ્કૂલ'ના નિવૃત્ત આચાર્ય, ગુજરાતી ભાષાના પ્રકાંડ અભ્યાસી અને અધ્યાપક તથા અનેક ચિંતનાત્મક અને સમીક્ષાત્મક લેખોના લેખક]**

"અક્ષર મહાલય એ એવો શીશ મહલ છે, જેના દર્પણને કોઈ પથ્થર તરડી ન શકે, જેના પારાને કોઈ ઝાંખપ વળગી ન શકે, જેની ચમકને કોઈ દૂષિત સ્પર્શ દૂર કરી ન શકે. શ્રી ફાતીવાલાની સાહિત્ય-પ્રીતિ ફળદાયી બની રહો !"

## (પ્રોફેસર) ડૉ. યતીન્દ્ર દીક્ષિત M. A. ; P. hd.

**[એચ. કે. આર્ટસ કોલેજ, અમદાવાદના ઈતિહાસ વિભાગના અધ્યક્ષ, અનેક સંશોધન લેખો અને ગ્રંથોના લેખક તથા સમીક્ષક.]**

**નોંધ** : 'ગુજરાત ઈતિહાસ પરિષદ', અમદાવાદ તરફથી પ્રગટ થતા ઈતિહાસ સંશોધનના વિખ્યાત ત્રૈમાસિક

'સામીપ્ય'ના ઓકટો–૧૯૮૭ના અંકમાં 'યાદે ઐયામ' વિષે લખેલી વિસ્તૃત સમીક્ષાના માત્ર થોડાંક અંશો અહીં ઉતાર્યા છે.

"આ સંક્ષિપ્ત પુસ્તક ખરેખર ગુજરાતના મુસલમાનોના ઈતિહાસ માટે એક માર્ગદર્શિકાનું કામ કરે છે. સેંકડો ગ્રંથોના અર્ક અને સત્વ માત્ર ગણતરીના પૃષ્ઠોમાં રજૂ કરીને લેખકે ખરેખર ભારે સફળતાપૂર્વક ઈતિહાસની સેવા બજાવી છે.

સમગ્ર પુસ્તકમાં હિજરીસન આપવામાં આવી છે પરંતુ અનુવાદકે પુસ્તકને અંતે હિજરીસન–ઈસ્વીસનનું કોષ્ટક આપ્યું છે જે સચોટ અને યોગ્ય જ છે.

ઉર્દૂમાંથી ગુજરાતીમાં અનુવાદ હોવા છતાં અનુવાદક શ્રી એ ખૂબ જ જહેમત ઉઠાવી આ પુસ્તક ગુજરાતી ભાષી પ્રજા સમક્ષ મૂકયું તે બદલ શ્રી અબ્દુલકાદિર ફાતીવાલાને ધન્યવાદ ઘટે છે."

## શ્રી હરેશ સી. ભટ્ટ B. A. ; B. Ed.

[વલસાડની વિખ્યાત 'બાઈ આવાંબાઈ હાઈસ્કૂલ' ના પ્રાથમિક વિભાગના આચાર્ય, 'દક્ષિણ ગુજરાત પ્રવાસી' (સાપ્તાહિક) વલસાડનાં તંત્રી તથા વરિષ્ઠ પત્રકાર.]

નોંધ : 'દક્ષિણ ગુજરાત પ્રવાસી ના તા. ૫ / ૧૦ / ૮૮ ના અંકમાં 'યાદે ઐયામ' વિશે પ્રગટ થયેલી વિસ્તૃત સમીક્ષાનો માત્ર થોડોક અંશ અહીં પ્રસ્તુત છે.

"ઈતિહાસના એક મહત્વના સંદર્ભગ્રંથ તરીકે ઉપયોગી નીવડે એવા માહિતીપ્રચૂર અને મૂલ્યવાન ગ્રંથનો સરળ અને સરસ અનુવાદ આપવા બદલ અમે શ્રી ફાતીવાલાને અભિનંદન આપીએ છીએ."

# માનવંતા આલિમોના અભિપ્રાયો

## નવાબ સદરયાર જંગ
## મૌલાના હબીબુર્રહમાન ખાન સાહબ શેરવાની (રહ.)

[હૈદરાબાદ દખ્ખણના મઝહબી બાબતોના ભૂતપૂર્વ વડા ન્યાયાધિશ]

: અનુવાદકની નોંધ :

હઝરત મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય હસની (રહ.)એ 'યાદે ઐયામ'ની હસ્તપ્રત તૈયાર કરીને સૌ પ્રથમ મૌલાના શેરવાની સાહબને મોકલી હતી. એ હસ્તપ્રત વાંચીને આપે એક પત્ર દ્વારા પોતાના પ્રતિભાવો લેખકને લખી જણાવ્યા હતા જેમાંથી માત્ર થોડોક અંશ અહીં પ્રસ્તુત છે :–

: અભિપ્રાય :

''પ્રાણીમાત્ર પ્રત્યે ક્ષમાશીલ, કૃપાળુ પરવરદિગારની એક મહાન નેઅમત ગઈકાલે આપના પુસ્તક ('યાદે ઐયામ'ની હસ્તપ્રત) ના સ્વરૂપમાં જાહેર થઈ. રાતે જ મેં એને સંપૂર્ણ વાંચી લીધી. મારા આનંદ અને પ્રસન્નતાની અજબ કેફિયત હતી. વાંચતો જતો હતો અને ફખ્ર (ગૌરવ)ની તેમજ ખૂશીની લહેરો દિલમાં ઊઠતી જતી હતી. પુસ્તકને વારંવાર આંખોથી લગાડતો હતો અને ચૂમતો હતો. જો આપ (મારી) સામે હોત તો યકીન છે કે આપના હાથ ચૂમતે, (આપના) કદમ ચૂમતે.''

- 'હયાતે શિબ્લી' (પુસ્તક) પાનું ૪૧૭
- 'તા'મીરે હયાત' (ઉર્દૂ પખવાડિક, લખનવ)નો મુફક્કિરે ઈસ્લામ વિશેષાંક (જૂલાઈ–ઓગષ્ટ ૨૦૦૦) પાનું ૩૨૧

## હઝ. મૌ. સૈ. અબુલ હસન અલી મિયાં નદવી (રહ.)

['મુસ્લિમ પર્સનલ લો બોર્ડ'ના મૃત્યુ પર્યંત પ્રમુખ, મહાન ચિંતક, માનવતાના માર્ગદર્શક, પ્રકાંડ વિદ્વાન, લેખક, વક્તા, શિક્ષણ શાસ્ત્રી, અનેક આંતર રાષ્ટ્રીય પારિતોષિકો પ્રાપ્ત કર્તા, વિશ્વના આદરણીય મહાપુરુષ]

''આપે મારા વાલિદ સાહબ (રહ.)ની કિતાબ 'યાદે ઐયામ' (તારીખે ગુજરાત)નો ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને એક સુંદર કામ અંજામ આપ્યું છે. કિતાબ યકીનન એના લાયક હતી કે એ ગુજરાતી ભાષીઓના અવલોકનમાં આવે.''

## હઝરત મૌલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહબ (દા.બ.)

[રઈસ (નિયામક) : 'દારુલ ઉલૂમ ફલાહે દારૈન' તડકેશ્વર]

''યાદે ઐયામમાંથી બીન મુસ્લિમ વિદ્વાનોને નવીન હકીકતો અને નવા દષ્ટિબિંદુઓ મળ્યા હોય એ હકીકત છે. ખરેખર એ પુસ્તક જ એવું છે. તથા એના સરળ ભાષાંતર અને સુઘડ આકર્ષક છપાઈથી એને ચાર ચાંદ લાગી જાય છે.''

## હઝરત મૌલાના મુફ્તી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.)

[સદર મુફ્તી : દારુલ ઉલૂમ જામિઅહ ઈસ્લામિય્યહ તઆલીમુદ્દીન, ડાભેલ,]

''આપનો 'યાદે ઐયામ' નો ગુજરાતી અનુવાદ પહેલેથી છેલ્લે સુધી અક્ષરસઃ વાંચ્યો. ખરેખર આપે ઘણાં જ ખંત અને ચિવટાઈથી, પૂરી એકાગ્રતાથી આ મહાન કાર્ય ઘણી જ સુંદરતા સાથે પાર પાડયું છે. મારા તરફથી મુબારકબાદ સ્વીકારશો.

આજનો મુસલમાન પોતાના મહાન પૂર્વજોના ઈતિહાસથી સંપૂર્ણ અજાણ છે. જરૂરત છે કે આવા પુસ્તકો એના વાંચનમાં આવે.''

## હઝરત મૌલાના યાકૂબ અશરફ સાહબ (દા.બ.)

[મોહતમિમ : દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર]

'યાદે ઐયામ' ને પઢવાથી ઈતિહાસ તથા ગુજરાતના મહાન આલિમો, બુઝુર્ગોના જીવન ચરિત્રો જાણવા મળે છે જે લોકો માટે અતિ ઉપયોગી છે. ખુદા પાક ફાતીવાલા સાહબની મહેનતને કબૂલ કરે અને અજરે અઝીમ આપે. આમીન.

## મૌલાના મુહમ્મદ યૂસુફ પટેલ નદવી સાહબ (દા.બ.)

[ઉસ્તાદ : 'જામેઆ હિદાયત', જયપુર (રાજસ્થાન)]

''કિતાબનો તર્જુમો અતે તરતીબ વગેરે માશાઅલ્લાહ (સુંદર) છે. અને આપની મહેનત તેમજ તર્જુમાની ખૂબીની બેહતરીન દલીલ છે.

**ઈં સઆદત બ ઝોરે બાઝૂ નેસ્ત, તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દા.**

## હઝરત મૌલાના હસન ભડકોદ્રવી સાહબ (દા.બ.)

[અધ્યક્ષ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ]

''દારુલ ઉલૂમનો પ્રકાશન વિભાગ આપની આ સ્વીકારાત્મક મહામૂલી ખિદમતોને કદ્રની નિગાહથી જૂએ છે. અલ્લાહ તઆલા પોતાના દીન અને મિલ્લતે મર્હૂમહની ખિદમાત કરવાની ઔર તવફીક અને નેક જઝબો અર્પણ કરે. આમીન !''

# માનવંતા મુસ્લિમ વિદ્વાનોના અભિપ્રાયો

## (મર્હૂમ) વકીલ કાલેખાન પઠાણ સાહબ
## B. A. ; LL. B. (રાધનપુર)

['હિલાલ' પખવાડિકના માજી તંત્રી, ચિંતક, લેખક અને સામાજિક કાર્યકર]

"આ પુસ્તક માહિતીનો ખજાનો છે અને તેને ખૂબજ સુંદર રીતે અનુવાદ દ્વારા આપે સુરક્ષિત કર્યો છે તે માટે આપને જેટલા અભિનંદન આપવામાં આવે તેટલા ઓછાં છે. અનુવાદનું કાર્ય ખૂબજ કઠીન છે બલ્કે અનુવાદકની વિદ્વતાની કસોટીરૂપ છે અને ખુદાના ફઝલો કરમથી આપ કસોટીમાં પૂરેપૂરા પાર ઉતર્યા છો તે બદલ મુબારકબાદી પાઠવું છું."

## (મર્હૂમ) સૈયદ ઈમામુદીન દરગાહવાલા સાહબ (નવસારી)

[અનેક ઉર્દૂ કિતાબોના કુશળ અનુવાદક, લેખક, સંશોધક અને ઈતિહાસના ઊંડા અભ્યાસી]

"યાદે ઐયામને ગુજરાતી ભાષી મુસ્લિમો તરફથી આવકાર મળશે અને ગૈર મુસ્લિમ અભ્યાસીઓ પણ કદ્રની નઝરે જોશે–વાંચશે એવો મને યકીન છે."

## મુહતરમ સૈયદ કાસિમ અલી પીરાણાવાલા સાહબ
## અલ હુસયની

['યાદે ઐયામ'નો એમણે કરેલો ગુજરાતી અનુવાદ અમદાવાદના પ્રખ્યાત માસિક 'આબે હયાત'ના અંકોમાં ૧૯૬૩-૬૪ ઈસ્વીસનમાં ધારાવાહી રૂપે પ્રગટ થયો હતો.]

'યાદે ઐયામ' સંપૂર્ણપણે અને ધ્યાનપૂર્વક મેં જોઈ નાંખી છે. આપે એનો સાદી, સરળ અને મનહર ગુજરાતી શૈલીમાં તરજુમો કર્યો છે અને એના મૂળ વિદ્વાન લેખકને ઈન્સાફ આપ્યો છે.

આપે એવા દુર્મિલ સમયમાં અનુવાદના શિખરો સર કરવા માંડયા છે જયારે જૂની પેઢીના વિદ્વાનો, લેખકો, અનુવાદકો વિદાય લઈ રહ્યા છે અને નવી પેઢીમાં કોઈ લેખકો અને અનુવાદકો જવલ્લેજ નજરે ચઢે છે. આવા સમયે એક અચ્છા અનુવાદક તરીકેની આપની ખ્યાતિ એ મુસ્લિમ ગુજરાત પાસેથી મુબારકબાદની ખંડણી મેળવવાને આપ ખરા મુસ્તહક (હકદાર) છો.'

## ડો. ઝિયાઉદ્દીન એ. દેસાઈ સાહેબ
M. A. (Bombay) D. Lit. (Tehran)

Director : Epigraphy (Retired.)
Archaeological survey of India

'યાદે ઐયામ'નું ગુજરાતી ભાષાંતર થઈ ગયું તે બહુ સારું થયું. હઝરત મવલાના અલીમિયાં સાહેબ મને વારંવાર એ વિષે કહેતા હતા. અલ્લાહ તમને આનો પૂરો અજર આપે.

## જનાબ નસીમ નબીપુરી સાહબ

[તંત્રી : 'આવકાર' (માસિક) ભરૂચ]

''ગુજરાતી ભાષી મુસ્લિમોને આપે તેમની ભૂતકાળની આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, રાજકીય મંઝિલોનું દીવાદાંડી રૂપ સાહિત્ય પેશ કરી એક અણમોલ-અવર્ણનિય ખિદમત અંજામ આપી છે.''

## પ્રોફેસર સજ્જાદહુસૈન કુરેશી સાહબ (અમદાવાદ) M.A.

આપે 'યાદે ઐયામ'ના ગુજરાતી અનુવાદમાં ઘણી જ મહેનત અને જાઝબિયતથી કામ કર્યુ છે જેની તારીફ જેટલી કરવામાં આવે એટલી ઓછી છે.

## જનાબ મોઈનુદ્દીન મનીઆર સાહબ (યુ.કે.)

[જાણિતા સાહિત્યકાર, 'તસવ્વુફ' કિતાબના લેખક]

'યાદે ઐયામ'ના લેખકે સમગ્ર દેશની અને એનો બેમિસાલ ગુજરાતી અનુવાદ કરીને આપે ગુજરાતી પ્રજાની ઘણી જ ઉમદા સેવા કરી છે. આ પ્રાણવાન પુસ્તકનું ગુજરાતીકરણ એવી ખૂબીપૂર્વક, કુનેહથી અને આગવી રીતે કર્યુ છે કે એ અનુવાદ હોવાની છાપ ઉપસ્થિત થવા દેતું નથી.

## મુહતરમ જનાબ એમ. કે. મનિઆર સાહબ B. A.

**[જાણિતા વાર્તાકાર અને વિદ્વાન લેખક તથા પત્રકાર]**

'યાદે ઐયામ' વાંચવાથી વાચકોને સાનંદ પ્રતિત થશે કે : મુસ્લિમ સમયનું ગુજરાત, ભારતનું નંદનવન હતું !

## (મર્હૂમ) જનાબ સુલેમાન ('શાકિર') કનિયા સાહબ M.A. ; B. Ed.

**['વોહરા સમાચાર'ના માજી તંત્રી, જાણિતા સાહિત્યકાર તથા માજી ધારાસભ્ય અને સામાજિક કાર્યકર]**

કિતાબ ઘણી ઉપયોગી વિગતોથી ભરપૂર છે. ગુજરાતી જાણકાર આપણા ભાઈઓને ગુજરાત અને ગુજરાતના ઘણા આલિમો, બુઝુર્ગો, બાદશાહો વિષે સારી સમજ આપશે એ નકકી છે



# સામયિકોની સમીક્ષાઓ

## 'મુજાહિદ' (પાક્ષિક) સુરત

**સમીક્ષક**

**હઝરત મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ (દા.બ.)**

**[પીઢ પત્રકાર, ચિંતક અને વિદ્વાન લેખક, તથા મુજાહિદના સંપાદક અને 'યંગ વહોરા વેલફેર બુલેટીન'ના તંત્રી]**

'યાદે ઐયામ' એ ઈસ્લામી જગતના મહાન આલિમ હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી સાહબના વાલિદ મર્હૂમે લખેલ પુસ્તક છે અને એથી જ હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી સાહબ (દા.બ.)ની તીવ્ર ઈચ્છા હતી કે, ગુજરાત અંગેના આ અમૂલ્ય પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરી એને પુસ્તક રૂપે પ્રગટ કરવું જોઈએ.

મૌલાનાએ પોતાની આ ખ્વાહિશ એકથી વધુ વાર અનેક આલિમો સમક્ષ પોતાની ગુજરાતની મુલાકાત દરમ્યાન વ્યકત કરી હતી. એક વેળા તડકેશ્વર ખાતે ઉલમાની મજલિસમાં હઝરત મૌલાના ગુલામ મુહમ્મદ નૂરગત સાહબના નિવાસસ્થાને પણ આ ઈચ્છા વ્યકત કરી સાથે જ એવો આગ્રહ રાખ્યો કે ભાષાંતરકર્તા એવો હોવો જોઈએ કે, જેને અરબી, ઉર્દૂના જ્ઞાનની સાથે ગુજરાતી પર સારું પ્રભુતવ હોય તેમજ તેની શૈલી પણ સુંદર અને સમૃધ્ધ હોય !

આ સાંભળી, ફલાહે દારયન તડકેશ્વરના મોહતમિમ મૌલાના અબ્દુલ્લાહ (કાપોદ્રવી) સાહબે નાચીઝના નામની ભલામણ કરી કહ્યું કે,

''અમારા મિત્ર મૌલાના યાકૂબ આજના તબકકે ગુજરાતીના ઉમદા લેખક છે અને આ નદવી આલિમની શૈલી સુંદર છે.''

આથી હઝરતે પોતાની ઈચ્છા મારા સુધી પહોંચાડી અનુવાદ માટે આગ્રહ કરવા જણાવ્યું.

મૌલાના અબ્દુલ્લાહ સાહબની પોતાની પણ એ ઈચ્છા અને આગ્રહ હતો કે આ સેવા સત્વરે બજાવવા ભાગ્યવંત બનું. પણ અફસોસ કે હું મારી આળસ તેમજ અનેક રોકાણો અને મુંઝવણોના લઈ 'યાદે ઐયામ'નો અનુવાદ ન કરી શકયો અને એનો મને ખૂબ જ સદમો અને રંજ હતો.

પરંતુ જયારે માનવંત જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે અનુવાદ કરેલ પુસ્તક સમીક્ષા કાજે આવ્યું ત્યારે મારો સઘળો રંજ, સદમો હર્ષ અને આનંદમાં ફેરવાઈ ગયો કારણ કે, મને એમ કહેવામાં સહેજે સંકોચ નથી કે જનાબ ફાતીવાલા સાહબે મારા કરતાં વધુ બેહતર રીતે અનુવાદનો હક અદા કર્યો છે, માશા અલ્લાહ !

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની શૈલી ઘણી જ સુંદર છે અને સરળ પણ એમ કહેવામાં સહેજે સંકોચ નથી. ફાતીવાલા સાહબના જણાવ્યા મુજબ 'યાદે ઐયામ'નો આ ચોથો અનુવાદ છે અને નિઃશંક આ સહુથી વધુ સુંદર અને સરસ છે.

[તા. ૦૧ / ૧૦ / ૧૯૯૭ ના અંકમાંથી]

## 'ફિદાએ મિલ્લત' (પાક્ષિક) ભરૂચ

**સમીક્ષક**

**હઝરત મુફ્તી અહમદ દેવલવી સાહબ (દા.બ.)**

[સદર મુફ્તી : 'દારુલ ઉલૂમ માટલીવાલા' (ભરૂચ),
તંત્રી : 'ફિદાએ મિલ્લત' સાપ્તાહિક (ભરૂચ),
માજી મંત્રી : 'જમીઅતુલ ઉલમા' (ભરૂચ),
મોહતમીમ : 'જામિઅહ ઉલૂમુલ કુર્આન' (જંબુસર)]

ગુજરાતના ઈસ્લામી અને ઈલ્મી યુગ વિષે આ એક બેનમૂન ઈતિહાસ છે.

આ પુસ્તકના અનુવાદની સૌથી મોટી ખૂબી એ છે કે ઉર્દૂથી ગુજરાતીમાં રૂપાંતર કરવા છતા મૂળ પુસ્તકની ખૂબીઓ, આકર્ષકતા અને દિલી દર્દ બાકી રહ્યું છે. બીજા શબ્દોમાં લેખકના અંતરનું દર્દ બાકી રાખી તરજુમાની કરી છે. ભાષા સરળ અને વાંચનારને આકર્ષી દિલમાં ઉતરી જાય એવી છે. અનુવાદકે અનુવાદનો હક અદા કરી આપ્યો છે.

[તા. ૧૫ / ૦૪ / ૧૯૮૭]

## 'સંગ વોહરા વેલફેર બુલેટીન' (માસિક) સુરત

**સમીક્ષક : જનાબ 'ચાસ' સાહબ**

વલસાડના સજ્જન સાહિત્ય સેવક જનાબ અબ્દુલકાદિર

ફાતીવાલા સાહબે 'યાદે ઐયામ'ને ગુજરાતીનો પોષાક એટલી સરસ રીતે પહેરાવ્યો છે કે, પુસ્તક હાથમાં લેતાં જ એમના હકમાં દિલથી દુઆ નીકળે છે અને એકવાર વાંચવાનો આરંભ કર્યા પછી પૂરું ન થાય ત્યાં સુધી મૂકવાનું મન થતું નથી. પુસ્તકની છપાઈ પણ ઘણી જ ઉમદા અને સજાવટ પણ સરસ છે.

[ઓગષ્ટ, ૧૯૮૭]

## 'તબ્લીગ' માસિક, તડકેશ્વર

**સમીક્ષક**

**મુહતરમ મૌલાના સઈદ અહમદ નૂરગત સાહબ (દા.બા.)**

['તબ્લીગ'ના સંપાદક, પત્રકાર અને વિદ્વાન લેખક]

'યાદે ઐયામ'ના અભ્યાસથી આપણા ઈલ્મમાં અનેક ગણો વધારો થશે. એનાથી પ્રતીત થશે કે ભૂતકાળમાં આપણે ઉન્નતિ, ઉત્થાન અને ઉત્કર્ષ તથા સૌભાગ્યના સોપાનો કયા સદગુણોના લઈ સર કરી શકયા ? અને હવે કયા દુષણો અને દુર્ગુણોના લઈ આપણે અધોગતિ, અધઃપતન અને બદનામીની ઊંડી ખાઈમાં ગર્ક છીએ ?!

અનુવાદ વિષે એટલું લખવું કાફી છે કે ગુજરાતીના પીઢ અનુવાદક જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે પોતાના પૂર્વવત અનુવાદની જેમ સુંદર, સરળ અને સાહિત્યિક અનુવાદ કર્યો છે, જે એમના અનુવાદોમાં વધુ એક યશકલગી છે.

[માર્ચ, ૧૯૮૭]

## 'ઉમ્મીદ' (સાપ્તાહિક) સુરત

**સમીક્ષક**

**મુહતરમ અબ્દુલકાદિર મીર સાહબ (હા.બા.)**

['ઉમ્મીદ'ના તંત્રી, વિદ્વાન ચિંતક, પત્રકાર અને લેખક તથા 'જમીઅતે ઉલમા'ના અગ્રણી કાર્યકર, લોકસેવક, સુરત મહા નગરપાલિકાના ભૂતપૂર્વ મેયર]

'યાદે ઐયામ'નો તરજુમો ખૂબ જ મહેનતપૂર્વક કરવામાં આવ્યો છે અને છપાઈ તથા ગેટઅપ આંખોને ગમે એવા છે.

[તા. ૧૬ / ૦૧ / ૧૯૮૭]

## 'હિલાલ' (પાક્ષિક) રાધનપૂર

**સમીક્ષક**

**મુહતરમ યુસુફખાન પી. પઠાણ સાહબ** B.A.; B.Ed;

['હિલાલ'ના વિદ્વાન તંત્રી, લેખક તથા કેળવણીકાર]

''જનાબ અબ્દુલકાદિર ફાતીવાલાએ આ પુસ્તક ગુજરાતીમાં અનુવાદ કરી સિમિત વર્તુળમાં વંચાતા આ પુસ્તકને વિશાળ વાચકવર્ગ સમક્ષ મૂકી એક ઘણું જ પ્રશંસનીય અને અભિનંદનીય કાર્ય કર્યું છે. ગુજરાતના ઈતિહાસનો અમૂલ્ય વારસો હવે કેવળ વિદ્વાનો પૂરતો મર્યાદિત ન રહેતાં સામાન્ય જન સુધી પહોંચી શકશે.''

[તા. ૧૬ / ૦૨ / ૧૯૮૭]

# પ્રવેશક

---

**પ્રોફેસર ખલીક અહમદ નિઝામી સાહેબ,**
**અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ,**
**મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢ**

---

ઔરંગઝેબ આલમગીરે પોતાના પુત્ર શાહઝાદા મુહમ્મદ આ'ઝમને, જે તે દિવસોમાં ગુજરાતનો ગવર્નર હતો, એક પત્રમાં લખ્યું હતું :

**'ગુજરાત કે ઝૈબો ઝીનતે હિન્દુસ્તાનસ્ત,**
**અહલે કસબ વ અસ્બાબે હુનર હમા જહત મી બાશંદ.' ❶**

નિ:શંક, શાહજહાનની નજરમાં 'જોનપૂર' જો હિન્દનું 'શીરાઝ' હતું તો આલમગીર ગુજરાતને હિન્દુસ્તાનની શોભા અને શણગાર સમજતો હતો.

અબૂલ ફઝલના કથન પ્રમાણે ગુજરાત એવો બગીચો હતો, જેમાં પ્રત્યેક રંગ અને સુગંધના પુષ્પો મહેકતાં હતાં ! સૈકાઓ સુધી ગુજરાત :

---

❶ **ભાવાર્થ** : ગુજરાત જે હિન્દુસ્તાનની શોભા અને શણગાર છે ત્યાં સર્વત્ર ધંધાધારીઓ અને હુન્નર-ઉદ્યોગના નિષ્ણાંતો વસે છે.

વિદ્યા અને કળાનું ધામ,
હુન્નર-ઉદ્યોગના જાણકારોનું પારણું,
ઈર્શાદ અને તલ્કીન (ઉપદેશ અને પ્રબોધ)નો આદ્યસ્રોત,
આર્થિક-જીવનની ધોરી નસ, અને
વેપાર-વાણિજ્યનું ધીકતું બજાર હતું.

આધ્યાત્મિક અને ભૌતિક જીવનની સર્વ સુવિધાઓ અહીં પ્રાપ્ય હતી. હિન્દુસ્તાનના મધ્યકાલીન ઈતિહાસમાં ગુજરાતને કેટલીક રીતે, સમસ્ત દેશમાં, એક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયેલું છે.

હિન્દુસ્તાનનો આ એ જ ભૂમિ પ્રદેશ હતો, જેના હરિયાળા પહાડો પર મુસલમાનોની નઝર સૌ પ્રથમ પડી હતી. હિંદની ભૂમિ જોડે (મુસલમાનોના) સંબંધોની શરૂઆત ખરેખર આ જ ભૂમિપ્રદેશથી થઈ હતી. હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં અરબોએ ગુજરાતના કાંઠા વિસ્તાર પર પગલાં પાડયાં. કેટલાક સહાબીઓ (પૈગંબર સાહેબના અંતેવાસીઓ) પણ અહીં પધારેલા હોય અને અહીંની ધરતીની ધૂળમાં પોઢેલા હોય તો કંઈ નવાઈ નથી. હઝરત ઉમર (રદિ.) પછી આ પ્રદેશ આરબોનું લક્ષ્ય કેન્દ્ર બની ગયો હતો.

હિ.સ. ૧૫૯ (ઈ.સ. ૭૭૭)માં અબ્બાસી ખલીફાએ અહીં જે ફોજ મોકલી હતી તેમાં અબૂબક્ર રબીઅ બિન સબીહ અલ બસરી પણ સામેલ હતા. તેઓ માત્ર તાબિઈ❶ન હતા, બલકે હદીસની પ્રથમ કિતાબ❷ના કર્તા પણ હતા. એમના શાગિર્દોના સમૂહમાં :

---

❶ **તાબિઈન** : પૈગમ્બર સાહેબના દર્શન કરનાર મુસલમાનને 'સહાબી' કહે છે અને 'સહાબી'ના દર્શન કરનાર મુસલમાનને 'તાબિઈન' કહે છે.

❷ **હદીસની કિતાબ** : પૈગમ્બર સાહેબનાં વચનોનો સંગ્રહ

ઈમામ સુફિયાન સૌરી (રહ.)
ઈમામ અબ્દુર્રહમાન બિન મહદી (રહ.)
ઈમામ વકીઅ બિન જર્રાહ (રહ.)
ઈમામ અલી બિન આસિમ (રહ.)

જેવા (ઈસ્લામ) ધર્મના ઈમામો અને અગ્રેસરો સામેલ હતા.

એ જ પ્રમાણે (ગુજરાતમાં) હદીસ વિદ્યાનું વૃક્ષારોપણ એવી પવિત્ર વ્યકિતઓના હાથો વડે થયેલું છે જેમના ગુણ ભંડારથી એ કાળના નામાંકિત આલિમો અને વિદ્વાનો લાભાન્વિત થયા હતા. દિલ્હીનું હદીસ વિદ્યાનું કેન્દ્ર ગુજરાતના હદીસ વિદ્યાના કેન્દ્રના ઘણાં સમય પછી અસ્તિત્વમાં આવ્યું. (હદીસ વિદ્યાના પ્રખર વિદ્વાન) શેખ અબ્દુલ હકક મુહદ્દિસ દહેલ્વી (રહ.)એ હદીસ વિદ્યાનું અધ્યાપન અને શિક્ષણ કાર્ય હજુ શરૂ પણ કર્યું ન હતું તે પહેલાં ગુજરાત હદીસ વિદ્યાનું કેન્દ્ર બની ચૂકયું હતું.

(હદીસના અત્યંત પ્રમાણભૂત ગ્રંથ) 'સહીહ બુખારી શરીફ'ના બે વિવરણ ગ્રંથો :

(૧) **'મસાબીહુલ જામિઅ ફી શર્હિ સહીહિલ બુખારી'**
કર્તા : બદરુદીન મુહમ્મદ બિન અબૂબક્ર

(૨) **'ફૈઝુલબારી ફી શર્હિ સહીહિલ બુખારી'**
કર્તા : સૈયદ અબ્દુલ અવ્વલ બિન અલા અલ હુસૈની

કદાચ હિન્દુસ્તાનમાં લખાયેલા બુખારીના વિવરણ ગ્રંથોમાં આ બે પ્રાચીનતમ ગ્રંથો છે. તે આ જ ભૂમિપ્રદેશ (ગુજરાત)માં લખાયેલા છે.

અલ્લામા ઈબ્ને હજર મકકી, અલ્લામા શમ્સુદીન સખાવી વગેરેના શાગિર્દો અહીં મોટી સંખ્યામાં આવીને વસ્યા હતા અને તેમણે હદીસ વિદ્યાના પ્રકાશન અને પ્રસારણમાં પોતાની ઝિંદગી વિતાવી દીધી હતી. અહીંની દર્સગાહો અને ખાનકાહો, વિદ્યાપીઠો,

આશ્રમો અને અધ્યાત્મકન્દ્રો હિન્દુસ્તાનમાંથી જ નહિ, બલકે હિન્દુસ્તાન બહારથી પણ જ્ઞાન પિપાસુઓને અને અધ્યાત્મ વિદ્યાના અભિલાષીઓને પોતાના પ્રતિ આકર્ષતાં હતાં.

સોળમા અને સત્તરમા સૈકામાં તો, ધાર્મિક અને સામાજિક જીવનનું અતિમહત્વનું કેન્દ્ર, ગુજરાતમાં સ્થળાંતર કરી ગયું હોય એવો ભાસ થતો હતો. ભાગ્યે જ કોઈ ધાર્મિક કે શૈક્ષણિક અને વિદ્યાકીય વિભાગ એવો હશે, જેનું સાગરસમવિશાળજ્ઞાન ધરાવનારા શ્રેષ્ઠ વિદ્વાનો અહીં હાજર ન હોય.

પોતાના કાળના શ્રેષ્ઠ વિદ્વાન અને સાક્ષરવર્ય મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય મર્હૂમે સાચું લખ્યું છે કે :

> 'ગુજરાત, વિદ્યા અને કળા તથા હુન્નરમાં જો શીરાઝ હતું તો હદીસની સેવાઓમાં યમને મૈમૂન (ધન્ય યમન પ્રદેશ) સમાન હતું. હદીસ વિદ્યાની પ્રવૃત્તિઓની જોડે અહીં ફિકહ –ઈસ્લામી ધર્મ શાસ્ત્રમાં પણ ભવ્ય કાર્યો થયાં હતાં. રૂહાની ખાનવાદા–આધ્યાત્મિક સંપ્રદાયો–ખાસ કરીને ચિશ્તિયા, સુહરવર્દિયા, મગ્રિબીયા અને સત્તારિયા સિલસિલાઓ (પરંપરાઓ)ની શાનદાર ખાનકાહો–અધ્યાત્મ કેન્દ્રો અને જમાતખાનાઓ સ્થાપિત થયા અને એના મારફતે અહીંથી દેશના વિવિધ પ્રદેશોમાં એ સિલસિલાઓ અને પરંપરાઓનાં નવસર્જન અને નવપ્રસ્થાન શરૂ થયાં. હિન્દુસ્તાનના બીજા કોઈ પણ પ્રદેશનો શૈક્ષણિક અને સાંસ્કૃતિક ઈતિહાસ ગુજરાતના જેટલો સળંગ અને સુદીર્ઘ નથી.'

રાજકીય અને આર્થિક દ્રષ્ટિબિંદુથી અવલોકવામાં આવે તો ગુજરાતની હજુ વધારે મનોહર તસવીર ઊપસે છે. હિન્દુસ્તાનના કાંઠા વિસ્તારમાં સદીઓથી જે વેપાર અને વાણિજયની પ્રવૃત્તિઓ

ચાલું હતી તેનાં સૌથી મહત્વનાં કેન્દ્રો ગુજરાતનાં બંદરો હતાં.

સુલતાન સિકંદર લોદી કહેતો હતો :

**'મદારે પાદશાહે દેહલી બર ગંદુમ વ જવાર અસ્ત વ બુન્યાદે પાદશાહે ગુજરાત બર મરજાન વ મર્વારિદ કે હશ્તાદ વ ચહાર બંદર દર તહ્તે શાહે ગુજરાત અસ્ત.'①**

('મિરઆતે સિકંદરી')



ઈતિહાસકારોએ ગુજરાતના સમાજ–જીવનની ખૂશહાલી, એની ઈમારતોની ખૂબસૂરતી અને એની તંદુરસ્તીદાયક આબોહવાના ગુણ ગાયા છે. તે કાળના લેખક, મહમૂદ બુખારી, અમદાવાદના ધન વૈભવનું વર્ણન કરતાં લખે છે :

**'દર મા'મૂરી વ આબાદાની આં ચુનાન બુદ કે તમામ તરાઝૂહાયે બક્કાલાન નમૂદ વ કફ્તૈન અઝ ઝર બૂદ, રેસમાન અબરેશમ દાશ્ત વ તમામ અહલે સૂક રા નીઝ સંગ વ તરાઝૂ અઝ ઝર બૂદ વ સાહેબા આબાદાન બ માંદ.'②**

('તારીખે સલાતીને ગુજરાત')

---

① **ભાવાર્થ** : 'દિલ્હીના પાદશાહનો આધાર ઘઉં અને જુવાર પર છે, જ્યારે ગુજરાતનાં પાદશાહનો આધાર (સાગરમાંથી મળતાં) મરજાન અને મર્વારિદ (વગેરે વિવિધ પ્રકારનાં) મોતીઓ પર છે, કારણ કે ગુજરાતનાં ચોરાસી બંદરો ગુજરાતના પાદશાહના તાબામાં છે.'

② **ભાવાર્થ** : આબાદી અને સમૃદ્ધિ એટલી હતી કે કાછિયાઓનાં

ફૂટનોટ પાના નં ૪૨ ઉપર ચાલુ...

એ જ કાળના એક કવિ અહીંની નિત્યનવી પ્રકૃતિ અને આબોહવાની પ્રશંસા આ પ્રમાણે કરે છે :

**હવાયશ મોઅંબર ચૂં બાદે બહાર,**
**નસીમશ મોઅત્તર ચૂં મુશ્કે તતાર.**

**બસૂરત નમૂદારે બાગે બહિશ્ત,**
**હમા ખાકે ઊ મુશ્કો અંબર સરિશ્ત.**

**રિયાઝશ મુફર્રેહતર અઝ બૂ સિતાન,**
**વ ઝૂ બૂસિતાને ઈરમ બૂ સિતાન.**

**શુદા સૈતે ઊ દર બસીતે ઝમીન,**
**ઝ મુલ્કે અરબ તા બસરહદે ચીન.**(1)

ગુજરાતનાં બંદરોએ એશિયાના તમામ દેશો જોડે સંબંધો

---

ફૂટનોટ પાના નં ૪૧ ની ચાલુ...

તમામ ત્રાજવાંઓ, તેની દાંડીઓ અને તેનાં પલ્લાંઓ સોનાનાં બનેલાં હતાં ; અને દોરીઓ રેશમની હતી. દુકાનદારોનાં વજનિયાં અને ત્રાજવાં સોનાનાં બનેલાં હતાં; અને આ સમૃદ્ધિ વર્ષો સુધી ટકી રહી.

(1) **ભાવાર્થ** : એની હવા વસંતના વાયુ સમાન સુગંધિત છે; અને એની પવન લહરી તતાર પ્રદેશની કસ્તૂરી સમાન ખુશબૂદાર છે.

દેખાવમાં તે સ્વર્ગના બગીચા સમાન છે; અને એની માટી જાણે અંબર અને કસ્તૂરી મિશ્રિત છે.

તેનો બાગ બોસ્તાન બાગથી પણ વધુ આનંદદાયક છે અને તેમાંથી ઈરમનો બાગ ખૂશ્બૂ મેળવે છે.

અરબસ્તાનથી લઈને ચીનની સરહદ સુધી ધરતીના સમગ્ર વિસ્તારમાં ચોમેર એની ખ્યાતિ ફેલાયેલી છે.

સ્થાપિત કરી લીધા હતા. હિન્દુસ્તાનના હાજીઓના કાફલા–સંઘ–પણ આ જ પ્રદેશમાંથી પસાર થતા હતા.

ગુજરાતના ઈતિહાસનાં આ તમામ પાસાંઓ પર સંક્ષેપમાં પરંતુ જે પ્રભાવક અને સંશોધનાત્મક શૈલીમાં મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય મર્હૂમે 'યાદે અય્યામ'માં નઝર નાખી છે તે વિસ્મયકારક છે. ગુજરાતના હજાર વર્ષીય ઈતિહાને એમણે એવી રીતે રજૂ કર્યો છે કે જાણે ગાગરમાં સાગર સમાવી દીધો છે ! ભાગ્યે જ કોઈ પાસું એવું હશે, જેના પર એમણે ચર્ચા કરી ન હોય. અતિયુકિત અને અતિશયોક્તિથી મુકત, પરંતુ ઐતિહાસિક માહિતીઓથી પ્રચુર આ સંક્ષિપ્ત પુસ્તક ખરેખર એક માર્ગદર્શકનું કામ કરે છે. એનાથી ઈતિહાસ વિષે (સંશોધન) કાર્ય કરનારાઓ પ્રકાશ મેળવી શકે છે. એનાથી ગુજરાતની ઈતિહાસ સંશોધનની રાહો જ માત્ર પ્રકાશિત નથી થઈ, બલકે હિન્દુસ્તાનના વિવિધ પ્રદેશો વિશે (સંશોધન) કાર્ય કરનારાઓ માટે એક ઉચ્ચ અનુકરણીય નમૂનો પ્રસ્તુત થયો છે.

ગુજરાતના ઈતિહાસનાં જે કેટલાક શૈક્ષણિક અને માનનીય પાસાંઓ પર (ઊડતી) નજર નાંખીને અને સંકેતો કરીને લેખક આગળ વધી ગયા છે તેના પર સ્વતંત્ર રીતે (સંશોધન) કાર્ય કરી શકાય છે. આટલા સંક્ષેપ અને સર્વગ્રાહિતા (જામિઇય્યત) સહિત આ કામ માત્ર તે જ વ્યકિત કરી શકે એમ હતી જેની (source) સાધનસામગ્રી અને મૂળ સ્રોત ઉપર વિશાળ અને ઊંડી નજર હોય, અને તે ઈતિહાસની કાચી સામગ્રીના ઢગમાંથી એવી વિગતો શોધીને ઈતિહાસના ચોકઠામાં રજૂ કરી શકતી હોય, જેનાથી તે કાળની જીવતી જાગતી તસવીર આંખો સામે રમતી થઈ જાય ! ખરેખર મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય મર્હૂમની હેસિયત એક સક્રિય જ્ઞાન કોષ સમાન હતી. એમણે વર્ષો સુધી, રાત–દિવસ,

હિન્દુસ્તાનના ઈસ્લામી કાળના ઈતિહાસ અને સંસ્કૃતિના (source) સાધન સામગ્રી, ઉદગમસ્થાન અને મૂળ સ્રોતને ઉલેચીને એવા એવા (અંધારા) ખૂણાઓને પ્રકાશિત કર્યા છે કે જયાં ઈતિહાસકારોની શોધક નજરો પણ પહોંચી શકી ન હતી.

મૌલાના મર્હૂમ ઈતિહાસની ઉપયોગિતા અને ઈતિહાસકારની જવાબદારીઓથી સભાન હતા. ઈતિહાસનું સ્થાન એમની નજરમાં બનાવોની નોંધપોથી કરતાં કંઈક વિશેષ હતું. પ્રજાનું સમાજ જીવન, તેની શિક્ષણ અને સંસ્કારની પ્રવૃત્તિઓ, તેના વિચાર અને વર્તન, તેનું આધ્યાત્મિક અને સાંસ્કૃતિક જીવન વગેરે સર્વની છબી ખેંચવાની કળા એટલે ઈતિહાસ એવો એમનો મત હતો. ઈતિહાસ લેખન ખૂબ જ સંકુચિત અને મર્યાદિત હેતુઓની દાસી બની ગઈ હોવાનું એમને લાગતું હતું. તેઓ લખે છે :

> 'દેશની કુરુચિ તો જુઓ કે આજ પર્યંત હિન્દુસ્તાનના ઈતિહાસ વિશે સેંકડો પુસ્તકો લખાયાં છે, અને વિવિધ શીર્ષકો હેઠળ લખાયાં છે, પરંતુ એમાંનું કોઈ પુસ્તક ઈતિહાસ લેખનનાં ધોરણો અને કસોટીઓ પર પૂરું ઉતરતું નથી. કોઈ પણ પુસ્તકને ઉઠાવીને જુઓ તો જણાશે કે જાણે યુદ્ધો અને વૈભવ-વિલાસની મહેફિલોની કોઈ કથા છે. યુદ્ધ અને લડાઈના વર્ણનથી જો કોઈ પાનું કોરું હશે તો ગીત-સંગીતના વર્ણનથી કોરું નહીં મળે. અને જો પ્રાસમય પંક્તિઓ અને કાવ્યમય કંડિકાઓ યુકત લખાણના કાંટાળા પ્રદેશમાં પાલવ સલવાયો તો એ પણ હાથ નહીં આવે. આવી પરિસ્થિતિમાં, આવી અપૂર્ણ ચિત્ર-મંજૂષા (આલ્બમ)માં આપણે આપણા પૂર્વજોના શૈક્ષણિક જીવનની સાચી તસવીરની આશા રાખી શકીએ ખરા !?'

'યાદે અય્યામ' સંક્ષેપ લેખનનો ચમત્કાર અને ઈતિહાસ લેખનની મહાકૃતિ છે. અહીં વર્ણનશૈલીની આકર્ષકતા પણ છે અને ઈતિહાસનો વ્યાપક, સક્રિય, સજીવ અને હૃદયસ્પર્શિ ધ્યેય પણ છે. આ કામ માત્ર **'નુઝહતુલ ખવાતિર'** અને **'અસસકાફતુલ ઈસ્લામિય્યહ ફિલ હિંદ'** (જેવા ગ્રંથો)ના કર્તા જ કરી શકે એમ હતા. સેંકડો ગ્રંથોના અર્ક અને સત્વ માત્ર ગણતરીનાં પૃષ્ઠોમાં પ્રસ્તુત કરીને એમણે ખરેખર ભારે સફળતાપૂર્વક ઈતિહાસ-સેવા બજાવી છે.

ઈસ્લામી વિજયો પૂર્વે હિન્દુસતાનના જે પ્રદેશથી આરબો વધારે પરિચિત હતા તે ગુજરાત હતો. અરબ પ્રવાસીઓ અને ભૂગોળ લેખકોએ એનું વિસ્તૃત વર્ણન કરેલું છે. 'અલબીરૂની' અને 'ઈદ્રીસી'એ અહીંની નદીઓ અને ભૌગોલિક પરિસ્થિતિ પર રસપ્રદ પ્રકાશ નાંખ્યો છે. 'મસઊદી'એ (હિ.સ. ૩૪૬-ઈ.સ. ૯૫૭) 'મુરૂજુઝ ઝહબ વ મઆદિનુલ જૌહર' નામના (પુસ્તક)માં ગુજરાતના રાજા બલહરા (વલ્લભ રાય) વિશે લખ્યું છે :

> 'સિંધ અને હિન્દુસ્તાનના રાજાઓ પૈકી રાજા બલહરાની હકૂમતમાં મુસલમાનોને જે પ્રતિષ્ઠા મળી હતી તે અન્ય કોઈની હકૂમતમાં મળેલી નથી. એની સલ્તનતમાં ઈસ્લામ સુરક્ષિત અને પ્રતિષ્ઠિત છે. મુસલમાનો માટે પાંચ વખતની નમાઝો માટે મસ્જિદો બનાવેલી છે, ઉપરાંત જુમ્અહ મસ્જિદ પણ છે જે આબાદ છે.'

ગુજરાતના કાંઠા વિસ્તારમાં વસેલા અરબ વેપારીઓ માટે, ત્યાંના રાજાએ મુસલમાન કાઝી (ન્યાયાધીશ) નિયુક્ત કર્યા હતા. તેઓ 'હુનરમન' કહેવાતા. ઐતિહાસિક પ્રમાણોથી પુરવાર થાય છે કે ગુજરાતમાં મુસલમાનોનું રાજકીય વર્ચસ્વ સ્થપાયું તે પહેલાં મુસ્લિમ વસાહતો અને મુસ્લિમ શૈક્ષણિક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી

ગઈ હતી. હિ.સ. ૪૩૦–ઈ.સ. ૧૦૩૮માં ભરૂચમાં 'મદ્રસ-એ-મૌલાના ઈસ્હાક'ના નામે પ્રખ્યાત મદ્રસાની સ્થાપના થઈ હતી. હિ.સ. ૪૫૮–ઈ.સ. ૧૦૬૫માં ભરૂચમાં 'જામિઅ મસ્જિદ' બંધાઈ ત્યાં સુધી કોઈ મુસલમાન હાકેમ ન હતો.

ગુજરાત પર મુસલમાનોનો વિધિસર રાજકીય કબ્જો અલાઉદ્દીન ખલજીના સમયમાં સ્થાપિત થયો. મંગોલોના હુમલાઓથી બરબાદ થઈને હિન્દુસ્તાન તરફ સ્થળાંતર કરતા લોકોને અલાઉદ્દીન ગુજરાતમાં મોકલી આપતો હતો. ગુજરાતના વિજયનો અને અહીંની સાંસ્કૃતિક પરિસ્થિતિ પર પ્રભાવ પાથરવાનો તેને કેટલો ઉમળકો હતો તેનો એમાંથી નિર્દેશ મળે છે. (મહાન હદીસવેત્તા) શેખ અબ્દુલ હકક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના મહાન પૂર્વજ આગા મુહમ્મદ તુર્ક જયારે હિન્દુસ્તાન આવ્યા ત્યારે સુલતાને તેમને ગુજરાત રવાના કરી દીધા.

શેખ મુહદ્દિસ (રહ.) પોતે લખે છે કે :

**'બરાએ તસ્ખીરે મમાલિકે ગુજરાત વ ફત્હે બનાદરે આં બાજમાઅતી અઝ ઉમરાએ આલીશાન મુતઅય્યન શુદ, અઝ ઈંજા વ ઈન્સરામે આં મુહિમ બ હુકમે સુલતાની હમાંજા મુખય્યમે ઈકામત સાખ્ત.'①**

**('અખ્બારુલ અખ્યાર')**



---

① **ભાવાર્થ** : ગુજરાતના પ્રદેશો તાબે કરવા માટે અને તેનાં બંદરોને જીતી લેવા માટે મહાન ઉમરાવોના સમૂહ સહિત તેમની નિયુક્તિ થઈ અને શાહી હુકમ અનુસાર તેમણે તે કામ પૂર્ણ

ક ૨ ૧ ι

માટે ત્યાં પડાવ નાંખ્યો.

શેખ અબ્દુલ હકક (રહ.) પર ગુજરાતની રોનક અને એના મહત્વનો જે પ્રભાવ હતો, તેનો નિર્દેશ નીચેની પંક્તિઓમાં મળે છે. ફરમાવે છે :

**હક્કી અઝ ગોશએ દેહલી ન નહુમ પા બીરૂન**
**ખૂદ બિરિફ્ત કે મુલ્કે ગુજરાતમ દાહન્દ ! ❶**

એટલે કે જેની અભિલાષા રખાતી હોય એવી મોટામાં મોટી ભેટ ગુજરાત પ્રાંતની ભેટ હતી, પરંતુ દિલ્હી સાથેનો સ્નેહ સંબંધ એને પણ સ્વીકારવા દેતો ન હતો.

ન જાણે કેમ અલાઉદ્દીન ખલજી પછી મુહમ્મદ બિન તુગલકે પણ ઉલમા અને મશાઇખ (વિદ્વાનો અને સંતો) ગુજરાત જઈને હુકૂમતને મદદ કરે એવા પ્રયાસો કર્યા ! બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના પ્રપૌત્ર શેખ મુઈઝ્ઝુદ્દીન અજોધનીને સુલતાને ગુજરાતનો વહીવટ સોંપ્યો, પરંતુ તે સમય ઘણો નાઝુક હતો. ગુજરાત ત્યારે બળવાખોરોનું કેન્દ્ર બનેલું હતું એટલે બળવાખોરોના હાથે આપ શહીદ થયા.

ટૂંકમાં ઈ.સ. ૧૨૯૯ થી ઈ.સ. ૧૪૦૭ સુધીના સમય ગાળા દરમિયાન ખલજી અને તુગલક સુલતાનોએ નીમેલા ગવર્નરો ગુજરાત પર હકૂમત કરતા રહ્યા. જયારે દિલ્હીની (કેન્દ્રીય) સલ્તનતની પડતી શરૂ થઈ ત્યારે અન્ય પ્રાંતોની જેમ ગુજરાતમાં પણ સ્વતંત્ર પ્રાંતીય હુકૂમતની સ્થાપના થઈ. તે ઈ.સ. ૧૫૭૩ સુધી કાયમ રહી. પ્રાંતીય હકૂમતોના કાળમાં ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં વિસ્મયકારક વિકાસ થયો. એ જ કાળમાં ગૂજરી ભાષાનો

---

❶ ઓ હકકી ! મને એવું લાગે કે ગુજરાતનો પ્રદેશ મને સોંપવામાં આવે તો પણ હું દિલ્હીના ખૂણેથી બહાર પગ મૂકવા તૈયાર નથી.

વિકાસ અને વૃદ્ધિ થયાં. સેંકડો અરબી અને ફારસી શબ્દો ગુજરી ભાષમાં સામેલ થયા; જેનાથી ભાષાકીય સંબંધો પર પ્રકાશ પડે છે. એ સંબંધો દીર્ઘ કાળથી ગુજરાતના સામાજિક જીવન પર પ્રભાવ પાથરતા રહ્યા. એ કાળમાં ગુજરાતની સુષુપ્ત શકિતઓ જાગૃત થઈ ગઈ.

— વિદ્યા અને સાહિત્યની પ્રવૃત્તિઓ અતિ વેગવાન બની.
— સંસ્કાર–સંસ્કૃતિનાં દ્રશ્યોનાં ઝગારે આંખો અંજાઈ ગઈ.
— સાર્વજનિક જનકલ્યાણનાં કામોમાં હુકૂમતે અસામાન્ય રસ લીધો.
— ઠેર ઠેર મદ્રસાઓ, મસ્જિદો, તળાવો અને ખાનકાહો અસ્તિત્વમાં આવ્યાં.
— ગુજરાત નિઃશંક સમગ્ર હિન્દુસ્તાનની શોભા બની ગયું.
— કાંઠા વિસ્તારમાં વેપારી પ્રવૃત્તિઓએ આર્થિક સ્થિતિને મજબૂત બનાવી.

મુઝફ્ફર શાહ, અહમદ શાહ અને મહમૂદ બેગડાનો શાસન કાળ ગુજરાતનો સુવર્ણયુગ હતો, એ કાળમાં સંસ્કાર અને સંસ્કૃતિના, વિદ્યા અને હુન્નર ઉદ્યોગના નૂતન અભિગમોને પુષ્ટિ મળી. નવાં શહેરો આબાદ થયાં અને તેની ફરતે ઉપ નગરો અને ગામડાંઓના વિકાસનો ક્રમ ચોમેર શરૂ થયો. શહેરી જીવન પદ્ધતિને એ કાળમાં જે રોનક મળી તેની મિસાલ મળતી નથી.

ઈ.સ. ૧૫૭૩ માં અકબરે ગુજરાતને મોગલ સલ્તનતમાં સંમિલિત કરી દીધું. એની પ્રશંસા 'ફૈઝી'એ એક કાવ્યમાં કરી છે. ગુજરાતીઓથી 'ફૈઝી' પોતે પણ અત્યંત પ્રભાવિત થયા હતા. 'લતીફ–એ–ફૈઝી'માં તેની આ પંકિતઓ મળે છે :

**મનમ કે કુશ્તએ ગુજરાતિયાને બેદાદમ,**
**ખરાબે ઈશ્વએ ખૂબાને અહમદાબાદમ.**

**સહીકદી કે સરે નાઝ જલ્વહ ન નમૂદ,**
**કે હમચૂં સાયા બ દુંબાલે ઓ ન ઉફતાદમ.**

**બ હર તરફ કે ખરામીદ સરવે આઝાદી,**
**ગુલામે ઉ શુદમો ખત્તે બંદગી દાદમ.**

**ચૂં રશ્કે ગુલશને ફિરદૌસ અહમદાબાદ અસ્ત,**
**અઝૂ મબાદ બિરુનમ કુનંદ ચૂં આદમ.**

**બિરૂન ન રફતન અઝ આંજા તસવ્વુરીસ્ત મુહાલ,**
**ચેરા બિરૂન ન રવમ મન હમ આદમી ઝાદમ.**

**બ હુસ્ને મર્દુમે ગુજરાત યાદ નિસ્ત વલે,**
**ન મી રવંદ જવાનાને દેહલી અઝ યાદમ.**

**હદીસે ઈશ્કે તૂ 'ફૈઝી' કે નુકલે મસ્તાનસ્ત,**
**બ બઝમે જુઆફિશે દહેલ્વી ફિરસ્તાદમ.①**

અહીં નિયુકત થયેલા મોગલ ગવર્નરો પૈકી

મિર્ઝા અઝીઝ કોકલ્તાશ,

---

① **ભાવાર્થ :**

(૧) હું જાલિમ ગુજરાતીઓથી ઘાયલ થયેલો અને અમદાવાદની સુંદરીઓના નાઝ અને નખરાંથી બરબાદ થયેલો છું.

(૨) ઊંચા કદવાળી, નાઝ–નખરાંથી ચાલતી ભાગ્યે જ કોઈ વ્યકિત એવી હશે કે હું તેની પાછળ પડછાયાની જેમ પડી ગયો ન હોઉ.

(૩) મરફતી ચાલે મુકત રીતે ચાલતી સુંદરીને જોતાં જ હું તેનો ગુલામ થઈ ગયો અને તેને ગુલામીખત લખી આપ્યો.

ફૂટનોટ પાના નં ૫૦ ઉપર ચાલું...

ખાને ખાનાન,

શાહઝાદા ખુર્રમ,

શાહઝાદા ઔરંગઝેબ

વગેરેનાં નામો ખાસ ઉલ્લેખનીય છે.

ઈ.સ. ૧૭૫૮ સુધી ગુજરાત મોગલોના તાબા હેઠળ રહ્યું. એ પછી અહીંના ઈતિહાસે બીજી તરફ રુખ કર્યું ; મરાઠાઓના તાબામાં આવ્યા પછી અહીંના કેન્દ્રિત સાંસ્કૃતિક મોભામાં ફેર પડી ગયો.

મુસલમાનોના રાજ અમલ દરમિયાન ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં વિસ્મયકારક વિકાસ થયો. ખાસ કરીને અહીંની ગગનચુંબી ઈમારતોએ આ પ્રદેશને 'શહેરોની દુલ્હન'નું બિરુદ અપાવ્યું. સ્થાનિક નિર્માણ પદ્ધતિ અને ઈસ્લામી સ્થાપત્ય શૈલીનું અત્રે સુંદર સંયોજન થયું.

---

ફૂટનોટ પાના નં ૪૯ની ચાલું...

(૪) અમદાવાદ સ્વર્ગના બગીચા માટે ઈર્ષ્યા–પાત્ર છે. ખુદા ન કરે કે હઝરત આદમ (અલ.)ની જેમ મને પણ એમાંથી કાઢી મૂકવામાં આવે.

(૫) વળી, ત્યાંથી બહાર ન જવાની કલપના પણ અશકય છે. હું પણ હઝરત આદમ (અલ.)નો વંશજ છું તો હું કેમ બહાર ન નીકળું !

(૬) ગુજરાતીઓનું સૌંદર્ય જેટલું યાદ છે એટલું અન્યોનું યાદ નથી, પરંતુ દિલ્હીના યુવાનોને પણ હું ભૂલ્યો નથી.

(૭) 'ફૈઝી !' તારી પ્રેમ–કહાણી પ્રેમીજનો માટે મુખવાસ છે એટલે મેં એને દિલ્હીના શરાબના ઘૂંટડા લેનારાઓની સભામાં મોકલી આપી છે.

બાબા અર્જુન શાહ (મૃત્યુ હિ.સ. ૬૩૩ – ઈ.સ. ૧૨૩૬)ના❶ મકબરાનો શિલાલેખ ફારસી અને સંસ્કૃત બંને ભાષામાં હોવો ખૂબ જ સૂચક છે.❷

એ જ પ્રમાણે અહમદનગર (હાલ હિમ્મતનગર જિ. સાબરકાંઠા)માં 'કાઝીની વાવ'નો શિલાલેખ અરબી અને દેવનાગરીમાં છે.

ગુજરાતમાં પાણીની અછતને કારણે સરોવરો, તળાવો, વાવો, હોઝો અને કૂવાઓ મોટી સંખ્યામાં બનાવવામાં આવ્યા હતા. શેખ નિઝામુદ્દીન ઔલિયા (રહ.)ના 'મલ્ફૂઝાત' (વચનસંગ્રહ)માં પણ પાણીની અછત તરફ કેટલાક સંકેતો મળે છે. અમદાવાદનો 'હોઝે કુતુબ' હિન્દુસ્તાનનો સૌથી મોટો હોઝ હતો. અહીંનાં મદ્રસાઓ, મસ્જિદો અને ખાનકાહો (આધ્યાત્મિક કેન્દ્રો) સમગ્ર દેશમાં પ્રખ્યાત હતા.

ઈબ્ન બતૂતાનું કથન છે :

**'ખંભાતમાં શ્રીમંત સોદાગરોનાં મકાનો સાથે મસ્જિદો સંલગ્ન હતી.'**

---

❶ **બાબા અર્જુન શાહ** :

કેટલાક સંશોધકોના મત પ્રમાણે આપનું મૂળનામ ઉર્જુન શાહ હતું. અરબી ભાષામાં ઉર્જુનનો અર્થ ખજૂર–વૃક્ષની સુકાઈને વાંકી વળેલી ડાળ થાય છે. આપ હઝરત શેખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)ના ખલીફા હતા અને ઈસ્લામના પ્રચાર માટે પોતાના વતન ફરગાના (મધ્ય એશિયા)થી હિન્દુસ્તાન પધાર્યા હતા. આપનો પવિત્ર મઝાર પેટલાદ વાયા આણંદ, જિલ્લા ખેડામાં છે. (અનુવાદક)

❷ મજકૂર શિલાલેખ હિ.સ. ૭૨૩ / ઈ.સ. ૧૩૨૩નો છે જે ફોટા સાથે ભારતીય પુરાતત્વ સર્વેક્ષણ (આર્કિયોલોજીકલ સર્વે)ના સામાયિક એપિગ્રાફિયા ઈન્ડો મોસ્લિમિકા ૧૯૧૫–૧૬ના અંકમાં પૃ. ૧૭ પટ્ટ ૧૪ ડી પર પ્રકાશિત થયો છે. કોમેસિરયેતનો ગુજરાતનો ઈતિહાસ ભા.૧ પૃ.૧૯ (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

અબુલ ફઝલ લખે છે :

**'અમદાવાદમાં એક હજાર મસ્જિદો છે. એના મિનારાઓ અને ગુંબજો ખૂબ જ શાનદાર અને મનમોહક છે.'**

અબુલ ફઝલના મતાનુસાર અમદાવાદની શોભાનું ખરું કારણ એની મસ્જિદો હતી. અહીંના મદ્રસાઓ (વિદ્યાલયો) સૈકાઓ સુધી જ્ઞાન-વિદ્યાના તરસ્યાઓની તૃષા તૃપ્ત કરતા રહ્યા. મહમૂદ શાહ પહેલાના જમાનામાં અહીં અનેક **'મદારિસે બહિશ્ત આઈન'** (સ્વર્ગ સમાન વિદ્યાલયો) સ્થાપવામાં આવી. સરખેજ, અમદાવાદ, સૂરત, નહેરવાલા (પાટણ)નાં શિક્ષણ કેન્દ્રોની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાયેલી હતી.

મૌલાના વજીહુદ્દીન અલવી (રહ.)નો મદ્રસા દીર્ઘકાળ સુધી અધ્યયન અને અધ્યાપનનું કેન્દ્ર હતું. દેશના મોટા મોટા આલિમો (ઈસ્લામ ધર્મના પંડિતો) પોતાની વિદ્યાતૃષા તૃપ્ત કરવા માટે અહીં આવતા હતા. ગુજરાતના મદ્રસાઓમાં વિદ્યાર્થીઓને મોટા પ્રમાણમાં શિષ્યવૃત્તિઓ મળતી અને એમના રહેવા-જમવાની વિસ્મયકારક સુવિધાઓ કરવામાં આવતી. આ બાબતમાં ઉસ્માનપૂર, ખાન સરોવર, નહરવાલા (પાટણ) અને સરખેજના મદ્રસાઓ ખાસ ઉલ્લેખનીય છે. હિન્દુસ્તાનનો કોઈ શૈક્ષણિક ઈતિહાસ એની ઉપેક્ષા કરી શકે એમ નથી.

ગુજરાતના આલિમોમાં :

મૌલાના નુરુદ્દીન શીરાઝી,
મૌલાના જમાલુદ્દીન મુહમ્મદ બિન ઉમર હઝરમી,
શિહાબુદ્દીન અહમદ અલ અબ્બાસી અલ મિસરી,
શેખ અલી મુત્તકી,
સૈયદ અબ્દુલ અવ્વલ હુસૈની,
મૌલાના વજીહુદ્દીન અલવી

વગેરે હિન્દુસ્તાનના શૈક્ષણિક ઈતિહાસમાં ગૌરવપાત્ર નામો છે.

શેખ (મખ્દૂમ) અલી મહાઈમી વિશે મૌલાના સૈયદ અબ્દુલ હય મર્હૂમના આ કથનની ઉપેક્ષા થઈ શકે એમ નથી :

'આધ્યાત્મિક સત્યોના આલેખનમાં, મારા મત પ્રમાણે, હિન્દુસ્તાનના હજાર વર્ષના સમયગાળામાં શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) સિવાય એમનો (શેખ મખ્દૂમ અલી મહાઈમીનો) સમકક્ષ (વિદ્વાન) બીજો કોઈ નથી.'

પરંતુ આવી ઈલ્મી ખ્યાતિ છતાં એમના વિશેની આપણી જાણકારી હજુ ઘણી અલ્પ અને અધૂરી છે.

કાઝી જગનની ઈલ્મી ખ્યાતિ ઈસ્તમ્બુલ સુધી પ્રસરી ચૂકી હતી, છતાં એમના જીવનની વિગતો હજુ સુધી પ્રાપ્ય નથી !

મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય મર્હૂમે ગુજરાતના જે આલિમોનો નામોલ્લેખ કર્યો છે તે પૈકી નીચે પ્રમાણે માત્ર કેટલાક આલિમો વિશે ગત દિવસોમાં કેટલાંક પુસ્તકો અને લેખો લખાયાં છે :

મખ્દૂમ અલી મહાઈમી (રહ.)
અલ્લામા શેખ મુહમ્મદ બિન તાહિર મુહદ્દિસ પટણી (રહ.)
મૌલાના વજીહુદ્દીન અલવી (રહ.)

એમનાં સિવાય મોટા ભાગના આલિમો વિશે હજુ સુધી કોઈ (સંશોધન) કાર્ય થયું નથી !

ગુજરાતમાં જે સૂફીઓ અને મશાઈખે (મુસ્લિમ સંતો)એ ધાર્મિક અને આધ્યાત્મિક માર્ગદર્શકની બિસાત બિછાવી તેમનો સંક્ષિપ્ત પરિચય 'યાદે અય્યામ'માં આવી ગયો છે. મૌલાના મર્હૂમે સંક્ષેપમાં પરંતુ અત્યંત પરિપકવ અને બુદ્ધિમત્તાથી મશહૂર સૂફીઓનાં કાર્યોની વિશિષ્ટતા દર્શાવી દીધી છે.

હિન્દુસ્તાનમાં બોધ અને પ્રબોધ (ઈરશાદ અને તલકીન)નું કાર્ય કરનાર તમામ ઈસ્લામી આધ્યાત્મિક પંથો અને પરંપરાઓ (તરીકતના સિલસિલાઓ)ને ગુજરાતની ધરતી સાનુકૂળ નીવડી અને તમામ સિલસિલાઓની ખાનકાહો (અધ્યાત્મ કેન્દ્રો)ની અહીં સ્થાપના થઈ એ ખરેખર ગુજરાતનું ગૌરવ છે. દિલ્હી અને મુલતાનના દીવાઓ ઝાંખા પડયા ત્યારે અમદાવાદ, સરખેજ વગેરે આધ્યાત્મિક સ્થળોની પ્રવૃત્તિઓના ઓજસે આંખોને આંજી નાંખી.

'ચિશ્તિયા સિલસિલા'ની સ્થાપ્ના, પ્રચાર અને પ્રસારનો પ્રાથમિક કાળ જયારે પૂરો થયો અને દિલ્હીની ખાનકાહો પર નિરાશાની નિશાનીઓ દ્રશ્યમાન થઈ ત્યારે ગુજરાતના આધ્યાત્મિક કેન્દ્રો સક્રિય થઈ ગયાં. 'ચિશ્તિયા સિલસિલા'ના નવસર્જન અને નવનિર્માણમાં શાહ કલીમુલ્લાહ દહેલ્વી (રહ.)નો મોટો હાથ હતો. એમની કેળવણી હઝરત યાહ્યા મદની (રહ.)ની છત્રછાયામાં થઈ હતી, જેમણે દીર્ઘકાળ સુધી ગુજરાતમાં આધ્યાત્મિક સુધારણા અને કેળવણીનું કાર્ય કર્યું હતું.[1]

એ જ પ્રમાણે 'સુહરવર્દિયા સિલસિલા'ના મુલતાન અને ઉચનાં કેન્દ્રો જયારે ઝાંખા પડયાં ત્યારે ગુજરાત તેનું કેન્દ્ર બનીને આગળ આવ્યું. અહીં એવા મશાઇખ (મુસ્લિમ સંતો) પેદા થયા, જેમણે 'સુહરવર્દિયા સિલસિલા'ની મહાનતા અને ગૌરવને જાળવી રાખ્યા.

સૈયદ જલાલુદ્દીન બુખારી અને મખ્દૂમ જહાંનિયાન (જહાંગશ્ત) (રહ.)ના પૌત્ર સૈયદ બુર્હાનુદ્દીન કુત્બે આલમ (રહ.)ના પ્રભાવ

---

[1] તેઓ અમદાવાદના વિખ્યાત ચિશ્તિ ખાનદાનના હતા અને અમદાવાદમાં વફાત પામ્યા. હિંદ–પાકિસ્તાનમાં તેમના ખલીફાઓ પ્રખ્યાત છે. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

હેઠળ ગુજરાતમાં ઇર્શાદ અને તલ્કીન (બોધ અને પ્રબોધ)નો જે જુવાળ આવ્યો તેને ઈતિહાસનો કોઈ પણ અભ્યાસી અવગણી શકે એમ નથી.

શેખ અહમદ ખટ્ટૂ (રહ.) 'મગ્રિબિયા સિલસિલા'ના મહાપુરુષ થઈ ગયા. ઈસ્લામી દેશોમાં પ્રવાસ કર્યા પછી ગુજરાતમાં આવીને વસવાટ કર્યો. અમદાવાદ શહેરનું શિલારોપણ એમના જ હાથે કરાવવામાં આવ્યું હતું. તૈમૂરના હુમલા વખતે તેઓ દિલ્હીમાં હતા.❶ એમણે દિલ્હીને તૈમૂરના કત્લે આમમાંથી મુક્તિ અપાવી. એમના 'મલ્ફૂઝાત' (વચન સંગ્રહ) 'તોહફતુલ મજાલિસ'ના અવલોકનથી એમના ઉચ્ચસ્થાન તેમ જ ઇર્શાદ અને તલ્કીન (બોધ અને પ્રબોધ)ની એમની અનોખી શૈલીનો ખ્યાલ આવે છે.

ગુજરાતમાં જુદા જુદા સિલસિલાઓના પ્રચાર અને પ્રસારનું તેમ જ ઇર્શાદ અને તલ્કીન (બોધ અને પ્રબોધ)નું કામ જે મુસ્લિમ મહાત્માઓએ અને સંતોએ કર્યું હતું તેમનાં વચનો અને પત્રોને ગ્રંથસ્થ કરીને પ્રકાશિત કરવાની જરૂરત છે. શેખ અહમદ ખટ્ટૂ (રહ.), મૌલાના વજીહુદ્દીન અલવી (રહ.) વગેરેના મલફૂઝાત (વચનો) આ પ્રકારની માહિતીના મૂલ્યવાન ખજાનાઓ છે.

એ પણ હકીકત છે કે અમુક સમય સુધી દિલ્હી અને આગ્રાની રોનકની સામગ્રી ગુજરાતમાંથી મેળવવામાં આવતી હતી. મહેલો અને મસ્જિદોના નિમાર્ણમાં વપરાતી સાધન સામગ્રી ગુજરાતમાંથી પ્રાપ્ત કરવામાં આવતી હતી. મયૂરાસન તૈયાર થયા પછી દિલ્હીમાં ઉજવાયેલા ઉત્સવ માટે જરી–વણાટ અને જરી ભરતનો શામિયાણો (મંડપ) ગુજરાતના કારીગરોએ તૈયાર કર્યો હતો.

ગુજરાતના જરીવણાટના, જરીભરતના અને રેશમના કપડાં

---

❶ આમ તો ખાટુ (ખટ્ટ)માં રહેતા હતા. દિલ્હી જતા–આવતા હતા. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

ઈરાન, રૂમ (તૂર્કી) અને શામ (સિરિયા) સુધી જતાં હતાં. રાજા જયસિંગે જયપુર શહેર અમદાવાદના નમૂના પ્રમાણે બનાવ્યું અને અમદાવાદના કારીગરોને બોલાવીને ઈમારતો બંધાવી.

મૌલાના સૈયદ અબ્દુલ હય મર્હૂમે સાચું લખ્યું છે કે :

**'ગુજરાતના બાદશાહોની અનુપમ ઉદારતાને કારણે ગુજરાત દરેક પ્રકારની કળા, કારીગરી અને હુન્નર-ઉદ્યોગનું કેન્દ્ર બની ગયું હતું. વિવિધ પ્રકારનાં પ્રાણીઓની અત્રે કરવામાં આવેલ વંશવૃદ્ધિ અને સંવર્ધન આખા દેશમાં અજોડ હતી. સૈયદ મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી (રહ.) ગુજરાતથી ગ્વાલિયર ગયા ત્યારે પોતાની સાથે ગુજરાતના ગાય-બળદ પણ લેતા ગયા. એ પ્રાણીઓને જોઈને શહેનશાહ અકબર પણ નવાઈ પામ્યો. શેખ એમાંથી અમુક પ્રાણી એને ભેટ આપે એવી એને ઈચ્છા થઈ !'**

મૌલાના સૈયદ હકીમ અબ્દુલ હય મર્હૂમે પોતાના સુગ્રથિત ગ્રંથ 'અસ્સકાફતુલ ઈસ્લામિય્યહ ફિલ હિંદ'માં ગુજરાતના ઈતિહાસની પાયાની સામગ્રીનો નિર્દેશ કરેલો છે. એ ગ્રંથમાં નિર્દેશેલા હસ્તલિખિત ગ્રંથો પૈકી કેટલાક હવે છપાઈ ગયા છે, છતાંયે ઘણી સામગ્રી હજુ સુધી છપાઈ નથી, જેના વડે ગુજરાતના ઈતિહાસ વિશે કિંમતી સંશોધન કાર્ય થઈ શકે એવી દુર્લભ હસ્તલિખિત કૃતિઓનો ઘણો મોટો સંગ્રહ (અમદાવાદમાં) પીર મુહમ્મદ શાહ (રહ.)ની દરગાહમાં મોજૂદ છે.

ડોકટર ઝિયાઉદ્દીન દેસાઈએ ભારતીય સર્વેક્ષણ-કેન્દ્રિય આર્કિયોલોજીકલ ખાતાના સામયિક Epigraphia India, 1974માં ગુજરાતના તમામ ફારસી અને અરબી શિલાલેખોનું ખૂબ જ મહેનતથી સંપાદન અને સંકલન કર્યું છે.

વીતેલા દિવસોમાં, ગુજરાતના ઈતિહાસ વિશે પ્રગટ થયેલા ઉપયોગી ગ્રંથો પૈકી કેટલાક નીચે પ્રમાણે છે :

(૧) History of Gujarat : Commissariat

(૨) ગુજરાતકી તમદ્દુની તારીખ
(ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ)
કર્તા : મૌલાના અબૂ ઝફર નદવી

(૩) Muslim Communities in Gujarat
કર્તા : સતીશચંદ્ર મિશ્રા

પરંતુ હકીકત એ છે કે મૌલાના સૈયદ અબ્દુલ હય મર્હૂમનું આ પુસ્તક ('યાદે અય્યામ') સૌથી વધારે સંક્ષિપ્ત હોવા છતાં સૌથી વધારે વ્યાપક અને માહિતીપ્રચુર છે. એનું ફલક ગુજરાતના ઈતિહાસનાં રાજકીય, સાંસ્કૃતિક, ઈલ્મી અને મઝહબી (ધાર્મિક) પાસાંઓ પર છવાયેલું છે. મૌલાના મર્હૂમે ૭૫–૮૦ પૃષ્ઠોમાં ગુજરાતના ઈતિહાસની જે જામિઅ (સઘન) અને મનમોહક ચિત્ર મંજૂષા (આલ્બમ) પ્રસ્તુત કરી છે તે એમના સાગર સમ જ્ઞાનનો અને ઈતિહાસ અંગેની એમની પારદર્શિતાનો ચમત્કાર છે. 'યાદે અય્યામ'ના વાંચનથી આપણાં માનસ–પટ ઉપર ગુજરાતની જે છબી ઝગમગી ઊઠે છે તે અન્ય કોઈ પુસ્તકના વાંચનથી ઊઠતી નથી.

'યાદે અય્યામ'ની શૈલી પ્રમાણે હિન્દુસ્તાનના અન્ય પ્રાંતો અને પ્રદેશોના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસના આલ્બમો તૈયાર કરવામાં આવે તો મધ્યયુગના સમાજ જીવનનાં કેટલાંયે પાસાંઓ ઉજ્જવળ થઈ જાય !

**ખલીક અહમદ નિઝામી**

**અલીગઢ, ૫, નવેમ્બર, ૧૯૮૨**

'યાદે અય્યામ'ના લેખક
હઝરત મૌલાના હકીમ
સૈયદ અબ્દુલ હય હસની (રહ.)ની

# જીવન ઝરમર①

હઝરત મૌલાના
સૈયદ અબુલ હસન અલી નદવી
રહમતુલ્લાહિ અલયહ

## જન્મ

મૌલાના સૈયદ અબ્દુલ હયનો જન્મ ૧૮, રમઝાનુલ મુબારક, ૧૨૮૬ હિજરી સન પ્રમાણે ૨૨, ડિસેમ્બર, ૧૮૬૯ ઈ.સ.ના દિવસે (યુ.પી.)ના રાયબરેલી શહેરની હદ બહાર આવેલા 'દાઈરહ હઝરત શાહ અલમુલ્લાહ'માં થયો હતો.

---

① 'યાદે અય્યામ'ના લેખકના અવસાનના થોડા સમય પછી એમના મોટા પુત્ર મૌલાના હકીમ દાક્તર સૈયદ અબ્દુલઅલી સાહેબ મર્હૂમે લેખકનું જીવન-વૃત્તાંત લખ્યું હતું અને તે 'તર્જુમતુલ મુસન્નિફ'ના શીર્ષકથી 'યાદે અય્યામ'ની બીજી આવૃત્તિના આરંભમાં પ્રગટ થયું હતું. એ જીવન વૃત્તાંતના જરૂરી અંશો લઈને એમાં ઠેર-ઠેર વધારાઓ કરી આ નવી આવૃત્તિના આરંભમાં સામેલ કરવા માટે આ જીવન પરિચય તૈયાર કરવામાં આવ્યો છે. લેખકના જીવનના કેટલાક ખૂણાઓ અને ખૂબીઓને સહેતુ વણી લેવામાં આવ્યાં છે.

# ખાનદાન અને વાતાવરણ

આપનું ખાનદાન હિન્દુસ્તાનનું વિખ્યાત હસની સાદાતનું❶ ખાનદાન છે. આ ખાનદાનમાં મોટા મોટા મશાઈખો, સદાચારીઓ, આલિમો, મુજાહિદો જન્મ્યા. એમાંથી બે મહાપુરુષો અતિ વિખ્યાત છે. એક હઝરત શાહ અલમુલ્લાહ (રહ.) છે જેઓ અગિયારમી સદી હિજરીના મહાન આરિફ (બ્રહ્મજ્ઞાની) અને પોતાના કાળના શેખ (અધ્યાત્મગુરુ) હતા. તેઓ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.)ના ખલીફાના ખલીફા છે.

બીજા, તેરમી સદી હિજરીના મશહૂર મુજાહિદ, શૂરવીર અને સુધારક હઝરત સૈયદ અહમદ શહીદ (રહ.) છે.❷

મૌલાનાના મહાન પિતા મૌલવી હકીમ સૈયદ ફખ્રુદીન 'ખયાલી', નિષ્ણાત તબીબ, ચિંતનશીલ શાયર, મોટા લેખક, ફારસીના સાહિત્યકાર અને સાહિત્યરસિક હતા. એમની કૃતિઓ પૈકી, અઝીમુશ્શાન કૃતિ 'મેહરે જહાં તાબ' (ફારસી) ખાસ ઉલ્લેખનીય છે. એને વિદ્યા અને કળા તેમજ ધાર્મિક અને ઈલ્મી ઈતિહાસની એન્સાઈકલોપીડિયા (જ્ઞાન કોશ) કહી શકાય. એ પુસ્તક મોટા કદના ત્રણ દળદાર ગ્રંથોમાં છે. પ્રથમ ગ્રંથ ફૂલસ્કેપ સાઈઝના ૧૩૦૦ (તેરસો પૃષ્ઠો)માં પૂરો થયેલો છે. ઉર્દૂ અને ફારસી કાવ્યોનો વિપુલ સંગ્રહ પણ યાદગીરી રૂપે મૂકી ગયા છે.

---

❶ હસની સાદાત : પૈગમ્બર સાહેબના નવાસા (દોહિત્ર) હઝરત ઈમામ હસન (રદિ.)ના સીધા વંશજ – (અનુવાદક)

❷ બંને મહાપુરુષોના વિસ્તૃત જીવન–ચરિત્રો માટે નીચેના બે પુસ્તકો જુઓ :
૧ 'સૈયદ અહમદ શહીદ (રહ.) : મૌલાના ગુલામ રસૂલ મિહર
૨ 'સીરતે અહમદ શહીદ' (રહ.) : મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી

અન્સાબ (વંશાવળીજ્ઞાન) અને ઈતિહાસ વિષેના પુસ્તકોનો મોટો સંગ્રહ પણ હજુ અપ્રગટ છે.

બાળપણમાં આપના પિતૃગૃહ (રાયબરેલી) અને મોસાળ (હંસવહ જિ. ફતેહપૂર)માં રુશ્દો હિદાયત (અધ્યાત્મ બોધ-પ્રબોધ)-ની પરંપરા ચાલુ હતી. મૌલાના સૈયદ ખ્વાજા અહમદ નસીરાબાદીના ખલીફા મૌલાના સૈયદ ઝિયાઉન્નબી રાયબરેલીમાં અને હઝરત શાહ અહમદ સઈદ મુજદ્દિદી દહેલ્વીના ખલીફા મૌલાના સૈયદ અબ્દુસ્સલામ હંસવામાં મસ્નદે ઈરશાદ (ગુરુ-પદ) પર હતા. બીજી તરફ વિદ્યા અને સાહિત્ય તેમજ લેખન અને કવનની ધૂમ હતી. આ રુહાની (આધ્યાત્મિક) અને ઈલ્મી વાતાવરણમાં આપે કેળવણી મેળવી. બાળપણથી જ ગંભીરતા તેમજ બુઝુર્ગોનો સત્સંગ કરવાનો અને લેખન વાંચનનો શોખ જાહેર થતો હતો. સમકાલીન સુલહા (સદાચારીઓ) અને અહલે બાતિન (અંતરજ્ઞાની મહાત્માઓ) આપના પ્રત્યે સ્નેહભાવ અને ધ્યાન ધરાવતા હતા.

## શિક્ષણ અને સુલૂક

હંસવા અને રાયબરેલીમાં ફારસી અને અરબીનું પ્રાથમિક શિક્ષણ મેળવીને આપ ઈલાહાબાદ ગયા. ત્યાં મૌલાના અબ્દુલ હય લખનવી (ફિરંગી મહલી)ના પટ્ટ શિષ્ય અને હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મકકીના ખલીફા મૌલાના મુહંમદ હુસૈન ઈલાહાબાદીની સેવામાં રહીને લગભગ બે વરસ સુધી શિક્ષણ મેળવતા રહ્યા. હિ.સ. ૧૩૦૧ (ઈ.સ. ૧૮૮૪)માં આપ ભોપાલ ગયા. મદારુલ મુહામ જમાલુદ્દીન ખાન અને નવાબ સૈયદ સિદ્દીક હસનખાનના વિશેષ લક્ષના કારણે ભોપાલ તે વેળા ઈલ્મ અને આલિમોનું કેન્દ્ર બનેલું હતું. હિ.સ. ૧૩૦૩ (ઈ.સ. ૧૮૮૬)માં આપ લખનૌ ગયા. ત્યાં આપે :-

મૌલાના અમીર અલી સાહેબ,
મૌલવી અલ્તાફ હુસૈન સાહેબ,
મૌલવી ફત્હ મુહંમદ સાહેબ 'તાઈબ',
અખૂન્દ સાહેબ,
મૌલાના ફઝલુલ્લાહ સાહેબ અને
મૌલાના મુહંમદ નઈમ સાહેબ ફિરંગીમહલી

પાસે ઘણી મહેનત, પરિશ્રમથી પાઠયપુસ્તકોનું અધ્યયન કર્યું.

મૌલાના મુહંમદ નઈમ સાહેબના આપ ખાસ શાગિર્દ હતા. મૌલાનાને પણ આપના પ્રતિ વિશેષ પ્રેમભાવ હતો. તે સમયે આપના સમનામી અને મહા વિદ્વાન મૌલાના અબ્દુલ હય સાહેબ ફિરંગી મહલી પણ હયાત હતા. આપે તેમને જોયા હતા અને તેમની બેઠકોમાં હાજરી પણ આપી હતી; પરંતુ પ્રાથમિક શિક્ષણ હોવાના કારણે આપની પાસે અધ્યયનની તક મળી ન હતી. મૌલાનાના જનાઝા અને દફનના મોકા પર પણ આપ હાજર હતા.

લખનૌમાં આપનો ઉતારો મોટા ભાગે ઝાઉલાલ બજારમાં[1] આવેલી 'મસ્જિદે નવાઝી'ની ઓરડીમાં રહ્યો. ત્યાં આપે ખૂબ જ સ્વાભિમાન અને આબરૂભેર વિદ્યાર્થીકાળ વીતાવ્યો. ત્યાર પછી એ જ મહોલ્લામાં પ્રતિષ્ઠા અને પ્રભાવ સહિત બાકીનું જીવન વીતાવ્યું.

લખનૌમાં વિદ્યાભ્યાસ પૂરો કરીને આપ ફરી પાછા ભોપાલ ગયા. ત્યાં મૌલાના કાઝી અબ્દુલ હકકથી બાકીના પાઠયપુસ્તકોનું અધ્યયન કર્યું. મૌલાના સૈયદ અહમદ દહેલ્વી—માજી વડા શિક્ષક, દારુલ ઉલૂમ દેવબંદના પાસે ગણિતશાસ્ત્રનું અને મૌલાના શેખ મુહમ્મદ અરબ પાસે સાહિત્યનું અને મૌલાના શેખ હુસૈન બિન મુહસિન—અલ

---

[1] અત્યારની મુહમ્મદઅલીલેન, ગોયન રોડ

યમાની પાસે હદીસનું અધ્યયન ખૂબ જ એકાગ્રતાથી કર્યું.

મૌલાના શેખ હુસૈન બિન મુહસિન અલ યમાની પોતાના પ્રગાઢ જ્ઞાન, ઊંચી સનદો અને વિદ્વત્તાપૂર્ણ અધ્યાપનના કારણે આલિમો અને વિદ્યાર્થીઓનું આકર્ષણ કેન્દ્ર બનેલા હતા. શેખનું લક્ષ આપના પ્રતિ વિશેષ હતું, અને તેમણે આપના માટે કેટલાંક અલગ પુસ્તકો લખ્યાં હતા. એ જ ગાળામાં આપે લખનૌના નામાંકિત તબીબ, અફસરુલ અતિબ્બા, હકીમ અબ્દુલ અલી પાસે તિબ્બ (વૈદકશાસ્ત્ર)ના ગ્રંથોનો અભ્યાસ કર્યો. હિ.સ. ૧૩૧૧ (ઈ.સ. ૧૮૯૩)માં લખનવમાં હકીમ અબ્દુલ અઝીઝ પાસે આપે (બૂઅલી સીના લિખિત વૈદકશાસ્ત્રના વિશ્વ વિખ્યાત ગ્રંથ) 'કાનૂન'નો અભ્યાસ કર્યો. ત્યાર પછી આપે હકીમ અબ્દુલ અલી સાહેબને ત્યાં મતબ (દવાખાનું) શરૂ કર્યું.

હિ.સ. ૧૩૧૨ (ઈ.સ. ૧૮૯૪)માં વિદ્યાભ્યાસ પૂરો કરીને, ૨૬ વરસની વયે આપે બહુધા દિલ્હી અને દિલ્હીના નૈઋત્યમાં આવેલા હિન્દુસ્તાનના મશહૂર દીની અને ઈલ્મી કેન્દ્રોનો પ્રવાસ કર્યો. પ્રવાસનો આરંભ હિ.સ. ૧૩૧૨ (ઈ.સ. ૧૮૯૪)ના રજબ મહિનામાં ફતેહપૂર (હંસવા)થી થયો. એ પ્રવાસમાં આપે દિલ્હી, પાણીપત, સરહિંદ, અંબાલા કેમ્પ, દેવબંદ, પીરાન કલીયર, સહારનપૂર, ગંગોહા, નગીના વગેરે વિવિધ કસ્બાઓની મુલાકાત લીધી. તે કાળના મશહૂર ઉલમા અને મશાઈખ, વિદ્વાનો અને સંતોની સેવામાં હાજર થયા અને તેમના અધ્યાપન વર્ગોમાં પણ હાજરી આપી. હદીસની ઈજાઝત (સનદ) હાસિલ કરી અને ઈલ્મી તેમજ બાતિની (આંતરિક), શૈક્ષણિક તેમજ આધ્યાત્મિક વિકાસ કર્યો.

આ આલિમો અને મશાઈખ (વિદ્વાનો અને સંતપુરુષો)માં ખાસ ઉલ્લેખનીય નામો નીચે પ્રમાણે છે :

- મૌલાના સૈયદ નઝીર હુસૈન સાહેબ દહેલ્વી,
- મૌલાના અબ્દુલ અલી સાહેબ (સદ્ર મુદર્રિસ : મદ્રસા અબ્દુર્રબ)
- મૌલાના કારી અબ્દુર્રહમાન સાહેબ પાણીપતી,
- સાંઈ તવકકુલ શાહ સાહેબ અંબાલવી,
- મૌલાના ઝુલફિકાર અલી સાહેબ દેવબંદી (શૈખુલ હિંદ મૌલાના મહમૂદ હસન રહ. ના પિતા),
- હઝરત મૌલાના રશીદ અહમદ સાહેબ ગંગોહી,
- મિયાં મુહમ્મદ હુસૈન સાહેબ (હઝરત સૈયદ અહમદ શહીદ રહ. ના મિત્ર અને સેવક),
- મૌલાના સૈયદ અહમદ હસન અમરોહી



આ પ્રવાસમાં દરરોજની મહત્વની નોંધ રોજનીશીમાં ટપકાવી લેવાનો આપનો નિયમ હતો. આલિમો અને બુઝુર્ગોથી સાંભળેલી વાતો તેમના જ શબ્દોમાં લખવાનો પ્રયાસ કરતા. એમની રોજનીશી અને પ્રવાસ નોંધમાં એમની માનસિક પુખ્તતા, અંતઃસ્રોત, ઉચ્ચ કક્ષાની પ્રતિભા, ઈલ્મી અને દીની સલાસિલ (પરંપરાઓ)ની અસામાન્ય જાણકારી, લેખન અને સાહિત્ય સર્જનની શકિતનાં દર્શન થાય છે. તે વાંચતા અણસાર પણ આવતો નથી કે એનો લેખક હમણાં જ વિદ્યાભ્યાસ પૂરો કરનારો કોઈ જુવાનિયો છે. એ રોજનીશી 'અરમુગાને અહબાબ' શીર્ષક હેઠળ એમની હસ્તપ્રતોમાં સુરક્ષિત હતી. અચાનક મૌલાના સૈયદ સુલયમાન નદવીની એના પર નજર પડી. એમણે એને (ઉર્દૂ માસિક) 'મઆરિફ'[1]માં ક્રમશઃ

---

[1] 'મઆરિફ', આઝમગઢ, જાન્યુઆરી ૧૯૩૯ થી જૂન ૧૯૩૯

પ્રગટ કરી. એમાં પેટા શીર્ષકો મૂકયા અને ઠેક ઠેકાણે પોતે ફૂટનોટ અને નોંધ લખી. ઈ.સ. ૧૯૫૮ માં ઉકત રોજનીશી 'દહેલી ઔર ઈસકે અતરાફ'ના નામે પુસ્તક સ્વરૂપમાં પ્રગટ થઈ.

આ પ્રવાસથી એમની જાણકારી અને વ્યકિતઓના અવલોકનમાં મૂલ્યવાન વધારો થયો. 'નુઝહતુલ ખવાતિર'ના આઠમા ભાગમાં પોતાની સમકાલીન વ્યકિતઓના પરિચય લેખનમાં એનો એમણે પૂરતો લાભ લીધો છે.

પોતાના કાળના કુત્બ હઝરત મૌલાના ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી (રહ.)ની ખિદમતમાં વિદ્યાર્થી કાળમાં જ આપ અનેક વાર હાજર થયા. મૌલાનાએ દરખાસ્ત વગર આપને બૈઅત (આધ્યાત્મિક શિષ્ય) કરી લીધા અને ખાસ ધ્યાન તથા કૃપા ફરમાવી.❶ મૌલાનાની વફાતના કારણે અથવા રહેઠાણ ઘણું દૂર હોવાના કારણે સુલૂક (આધ્યાત્મ)ની મંઝિલો નીચેના બુઝુર્ગોની ખિદમતમાં રહીને તય (પાર) કરી.

[૧] આપના સસરા અને હઝરત સૈયદ અહમદ શહીદ (રહ.)ના સિલસિલાના બુઝુર્ગ શાહ ઝિયાઉન્નબી (રહ.)થી

[૨] આપના વાલિદે માજિદ (પિતા) મૌલવી હકીમ સૈયદ ફખ્રુદ્દીન

---

❶ ગંજમુરાદાબાદમાં આપ ત્રણ વખત હાજર થયા. આવનારાઓને જલદીથી વિદાય કરી દેવાનો હઝરત મૌલાના (રહ.)નો નિયમ હતો, પરંતુ આપે જયારે વિદાય થવા માટે પરવાનગી માંગી તો આપના સફરના સાથીને વિદાય કરી દીધા અને આપને રોકી લીધા. આપના માટે હદીસનો દર્સ એક–બે વખત નહિ, પણ ત્રણ વખત આપ્યો. એ સફરના મનમોહક અનુભવો અને બનાવો આપે 'ઈસ્તિફાદહ' નામે છપાયેલ એક અલગ પુસ્તિકામાં લખ્યા છે. એને મેં મારા પુસ્તક 'તઝકિર–એ–મૌલાના ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી' માં 'જઝબે દિલ' શીર્ષક હેઠળ સમાવી લીધા છે.

સાહેબ (રહ.)થી તેઓ હઝરત મૌલાના સૈયદ ખ્વાજા અહમદ નસીરાબાદીના ખલીફા હતા.

[૩] આપના મામા હઝરત શાહ અબ્દુસ્સલામ સાહેબ હંસવીના ખલીફાઓથી.

એ હઝરાતથી આપને ઈજાઝત અને ખિલાફત પણ મળી. બૈઅતે ઉસ્માનીના દ્વારા હઝરત શૈખુલ મશાઈખ હાજી ઈમ્દાદુલ્લાહ સાહેબ મુહાજિરે મકકીથી પણ બૈઅત અને તવજ્જુહાતનો શરફ હાસિલ કર્યો.

## દીની ખિદમાત (ધર્મ સેવા)

આપનું હ્રદય ખૂબ જ લાગણીશીલ અને ભાવનાસભર હતું. આપની યુવાનીનો કાળ હિંદના મુસલમાનોનો સંક્રાંતિ કાળ હતો. વળી, એ બે સત્તા અને સંસ્કૃતિઓ-મુસ્લિમ સત્તા અને સંસ્કૃતિના ભૂતકાળ તેમજ અંગ્રેજી સત્તા અને સંસ્કૃતિના આરંભકાળ-વચ્ચેની ખેંચતાણનો કાળ હતો. આપ પ્રકૃતિએ અને સ્વભાવે જ સુધારક અને પુરુષાર્થી હતા. આપે તિબ્બ (વૈદકશાસ્ત્ર)નો અભ્યાસ હજુ પૂરો પણ કર્યો ન હતો કે 'નદવતુલ ઉલમા'[1] ની સ્થાપના થઈ. એના હેતુઓ અને કાર્યો આપના સ્વભાવ, પ્રકૃતિ, માનસ અને રસવૃત્તિને અત્યંત અનુકૂળ હતા. પોતાના વિદ્યાર્થીકાળથી જ એની પ્રારંભિક સભાઓમાં આપ હાજર રહેતા હતા.

'નદવતુલ ઉલમા'ના વહીવટદાર મૌલાના સૈયદ મુહમ્મદ અલી મુંગેરી (રહ.) હેઠળ હિ.સ. ૧૩૧૩ (ઈ.સ. ૧૮૯૫)માં આપે કામ શરૂ કર્યું. હિ.સ. ૧૩૨૩ (ઈ.સ. ૧૯૦૫) સુધી આપ

---

[1] નદવતુલ ઉલમા : ઈસ્લામી શિક્ષણ આપતું લખનૌનું પ્રખ્યાત વિશ્વ વિદ્યાલય (અનુવાદક)

મદદનીશ વહીવટદાર તરીકે કામ કરતા રહ્યા. એ સમય દરમિયાનના 'નદવતુલ ઉલમા'ના તમામ વહીવટદારોને એમની નિષ્ઠા, પુરુષાર્થ અને સમજશક્તિ પર એટલો વિશ્વાસ હતો કે વહીવટનું લગભગ સમગ્ર કામ આપને જ હવાલે કરી દીધું હતું. ૧૩ મી એપ્રીલ ૧૯૧૫ના દિવસે સર્વાનુમતિથી આપ 'નદવતુલ ઉલમા'ના વહીવટદાર ચૂંટાયા અને જીવનની અંતિમ પળ સુધી એ પદ પર રહ્યા.

તે વખતે આપની જવાબદારીઓ અને પ્રવૃત્તિઓ વિવિધ પ્રકારની હતી :–

'નદવા'નો વહીવટ અને વ્યવસ્થા,
'નદવા' અંગેનો પત્રવ્યવહાર,
'નદવા'ની સભાઓની તૈયારીઓ અને તેમાં હાજરી,
લેખન અને સંપાદનકાર્ય (આ પ્રવૃત્તિ શિક્ષણના અંતથી લઈ જીવનના અંત સુધી ચાલુ રહી.),
દવાખાનાની કામગીરી,

આ બધી જ જવાબદારીઓ આપે સંપૂર્ણ મકકમતા, ખામોશી અને ગંભીરતાપૂર્વક નભાવી.

એ કાળમાં માત્ર 'નદવતુલ ઉલમા'ના કે તેના મર્યાદિત વર્તુળમાં જ નહિ, બલકે હિન્દુસ્તાનના વિશાળ પ્રદેશમાં પણ મોટા મોટા રાજકીય તોફાનો આવ્યાં. ક્રાંતિઓ અને કસોટીઓમાંથી આ સંસ્થાને, એની પ્રવૃત્તિઓને અને સમગ્ર દેશને પસાર થવું પડયું; પરંતુ આપના મજબૂત પગોમાં કંપ ન થયો અને મકકમ સ્વભાવમાં ફેર ન પડયો ! આપના અવસાન વખતે, સૈયદ સાહેબ (રહ.)એ 'મઆરિફ' (ઉર્દૂ માસિક)ના ફેબ્રુઆરી ૧૯૨૩ના અંકમાં એ હકીકત આ રીતે દર્શાવી :

'મૌલાના સૈયદ મુહમ્મદ અલી સાહેબ (રહ.) વહીવટદાર

હતા. એમની પસંદગીની નજર એક કાબેલ હીરા પર પડી. તે દિવસથી એમની વફાતના દિવસ સુધી 'નદવા' એમની સેવાઓથી કયારેય વંચિત રહ્યો નથી.

નદવામાં
કેટલાંયે પરિવર્તનો આવ્યાં,
કેટલાયે સભ્યો બદલાયા,
કેટલાયે વ્યવસ્થાપકો ગયા અને આવ્યા,
કેટલાયે મંત્રીઓ પદભ્રષ્ટ થયા અને નવા આવ્યા,
કેટલાયે તોફાનો અને વંટોળ આવ્યા

પરંતુ એ તમામ પરિસ્થિતિમાં પણ મકકમતા અને દ્રઢતાની એક શીલા હતી જે અચલ હતી અને તે મૌલાના સૈયદ અબ્દુલ હય સાહેબ મર્હૂમની ઝાત હતી.'

## સ્વભાવ અને લક્ષણો

એમનો સ્વભાવ એકાંતપ્રિય, ગંભીર, ઓછાબોલો, લજ્જાશીલ અને સ્વસ્થ હતો. જો કે આપ અત્યંત સ્વાભિમાની અને ઓછા મળતાવડા હતા, પરંતુ સાથે જ અત્યંત સંસ્કારી, હસમુખા અને આનંદી સ્વભાવના હતા. મુસલમાનોમાં લાંબા સમયથી અદ્રશ્ય થયેલો સુમેળ અને સંપથી કામ કરવાનો ગુણ આપમાં ભરપૂર હતો. 'નદવા'ના સભ્યો અને મંત્રીઓને આપના ઉપર સંપૂર્ણ ભરોસો હતો. કોઈને આપથી કોઈ ફરિયાદ ન હતી. એકબીજાની સહાય અને મદદની બાબતમાં બે સોનેરી સિદ્ધાંતો પર આપનો હંમેશાં અમલ રહ્યો :

[૧] બીજાઓની ભાવનાઓ અને લાગણીઓનો ખ્યાલ રાખવો અને તેમના અધિકારમાં દખલ ન કરવી.

|૨| પોતાના અધિકાર ક્ષેત્રમાં પણ બીજા મંત્રીઓ, કાર્યકર્તાઓ અને સભ્યોથી સલાહ મશ્વેરો કરવો.

ખૂબ જ ઓછાબોલા હતા. જરૂરત વગર વાત કરવાને પસંદ કરતા ન હતા. એમના ઓછાબોલા સ્વભાવ અને પોતાની પરિસ્થિતિ તેમજ હાલતને છુપાવવાના ગુણના કારણે આપના નિકટના સંબંધીઓને અને આપના સંપર્કમાં રહેનારા અને કામ કરનારા કેટલાક મિત્રો અને વડીલોને પણ આપના જરૂરી હાલાત અને દર્શનીય ખૂબીઓની જાણ સુધ્ધાં ન થઈ શકી !

અલ્લાહ તઆલાએ આપના વ્યક્તિત્વમાં ખાસ આકર્ષણ અને લોકપ્રિયતા મૂકેલાં હતાં. વળી, આપને પ્રતિષ્ઠા અને પ્રભાવ અર્પણ કરેલાં હતાં. દરેક મજલિસમાં અને સંમેલનમાં આપ અલગ અને અનોખા તરી આવતા. રોજી મેળવવા માટે આપ ચિંતા કરતા ન હતા. આપનું જીવન તવક્કુલનું–અલ્લાહના ભરોસે જીવન નિર્વાહ કરવાનું દ્યોતક હતું. આખા દિવસની કમાણી સાંજ સુધીમાં ખર્ચી નાખવી આપ જરૂરી સમજતા હતા. રાતે પોતાની પાસે રૂપિયા બચાવીને રાખવાને આપ પસંદ કરતા ન હતા.

પુસ્તકોના વાંચન, લેખન અને સંપાદન પૂરતો જ આપે સંસારથી સંબંધ રાખ્યો. એથી વિશેષ નહિ. હંમેશા એક ઓરડીમાં રહેતા હતા અને જરૂરત વગર કોઈ વાત ઝબાન પર લાવતા ન હતા. દસ્તરખ્વાન વિશાળ હતું. મોટા ભાગે કેટલાક કાયમના મહેમાનો રહેતા હતા.

સાહિત્ય, હદીસ, કુરઆન અને તિબ્બ (વૈદકશાસ્ત્ર) વિષયો શીખવતા હતા. એ પહેલાં ફિલસૂફી (દર્શનશાસ્ત્ર–તત્વજ્ઞાન)ના ઉચ્ચતમ પાઠયપુસ્તકો પણ શીખવ્યા હતા. સાહિત્યનો વિષય શીખવવાનું થોડા વર્ષોથી છૂટી ગયું હતું; પરંતુ કુર્આન અને હદીષના

વિષયોનું શિક્ષણ વફાતના દિવસ સુધી ચાલુ રહ્યું. એ જ પ્રવૃત્તિમાં જીવન પૂર્ણ થાય એવી એમની મહત્તમ ઈચ્છા હતી.

દીન અને દુનિયાના દરેક કામમાં સુન્નતના અનુસરણની (પૈગમ્બર સાહેબના પગલે ચાલવાની) કાળજી રાખતા હતા, અને એને જ નજાતનો (પરલોકમાં મુક્તિનો) માર્ગ માનતા હતા. નબી (સલ.)ની ઝાતથી એવો અનુરાગ અને આસક્તિ હતાં કે એને ઈશ્ક તરીકે ઓળખી શકાય. નીચેની કાવ્ય પંક્તિઓ મોટે ભાગે મુખ પર રમતી રહેતી હતી. પોતાના ઘણા લેખોના મથાળાં અને શીર્ષકો રૂપે પણ એ પંક્તિઓ મૂકી હતી.

**દાગે ગુલામીત કર્દ રુત્બએ ખુસ્રવ બુલંદ,**
**મીરે વિલાયત શવદ બંદા કે સુલતાન ખરીદ.①**

**મુહમ્મદે અરબી (સલ.) કાબેરૂયે હર દો સરા અસ્ત,**
**કસીકે ખાકે દરશ નિસ્ત, ખાક બર સરે ઉ.②**

બુઝુર્ગો અને દીની વ્યક્તિઓ પૈકી હઝરત સૈયદ અહમદ શહીદ (રહ.)થી લઈને સમકાલીન આલિમો તેમજ મશાઈખ (સંતો)માં આપને પોતાના પીરો મુર્શિદ હઝરત મૌલાના ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદીથી ખાસ અકીદત અને નિસ્બત હતી.

હઝરત સૈયદ સાહેબનો જ્યાં પણ ઉલ્લેખ કરે છે ત્યાં ખૂબ

---

① **ભાવાર્થ** : તારી [હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા (રહ.)ની] ગુલામી સ્વીકારી તેનાથી (અમીર) ખુસ્રવનો દરજ્જો બુલંદ થયો. સુલતાન જેને ગુલામ તરીકે ખરીદી લે છે તે (હઝરત યૂસુફ અલયહિસ્સલામની જેમ) સલ્તનતનો માલિક બની જાય છે.

② **ભાવાર્થ** : હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે આલોક અને પરલોકની આબરૂ છે. તેમ આપ (સલ.)ના દ્વારની જે ખાક નથી બનતો અર્થાત ગુલામી સ્વીકારતો નથી તેના ભાગ્યમાં ધૂળ પડે.

જ વાલિહાના અકીદત અને ઈશ્કથી કરે છે. તેમને ખાસ કરીને 'હઝરત સૈયદ અહમદ શહીદ સઈદ' અને કયાંક 'હઝરત સૈયદના' શબ્દોથી યાદ કરે છે.

હઝરત મૌલાના ફઝલુર્રહમાન સાહેબ વિશે 'નુઝહતુલ ખવાતિર'માં લખે છે :

'જો હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે ઊભો રહીને હું કસમ ખાઉં કે દુનિયામાં એમનાથી વધારે કરીમ (કૃપાળુ), રૂપિયા-પૈસાથી વિરકત, કિતાબ અને સુન્નતના પૈરવ (કુરઆન અને પૈગમ્બર સાહેબના માર્ગ પર ચાલનારા) મેં જોયા નથી તો મારી કસમ અસત્ય ન હશે. વળી, કિતાબુલ્લાહ અને સુન્નતે રસૂલુલ્લાહ (સલ.)ના એમનાથી અધિક અભ્યાસી અને આલિમ પણ મેં જોયા નથી.'

મિત્રો અને સ્નેહીઓ જોડે સદવર્તન, સહાનુભૂતિ અને સહાય કરવાની ખાસ ભાવના ધરાવતા હતા. કુટુંબ અને સમાજના હકો અદા કરવાનો ખાસ ખ્યાલ રાખતા હતા. કોઈનું દિલ દુખાવવું આપના ધર્મમાં નાજાઈઝ (નિષેધ્ય) હતું. હરામ કે શંકાસ્પદ માલથી હંમેશા બચીને રહેતા હતા.

દંભ અને દેખાડો કરવાથી આપને ભારે નફરત હતી. આપે જે કંઈ લેખન કાર્ય કે ઈલ્મી કાર્ય કર્યું તે ખૂબ જ ખામોશીથી અને અજ્ઞાત રીતે કર્યું. આપના ઘણાયે મિત્રોને પણ આપના ઈલ્મી કારનામાઓની જાણ આપના અવસાન પછી થઈ ! આપના ઈલ્મી કારનામાઓથી જેઓ જાણકાર હતા તેઓમાંથી પણ ઘણા ખરાને 'ગુલે રઅના' ના પ્રકાશન પહેલાં એ ખબર ન હતી કે આપને શેર અને શાયરી (કવિતા લેખન)માં પણ રસ છે અને અલ્લાહ તઆલાએ આપને કાવ્ય વિવેચનની ઉચ્ચ પ્રતિભા પણ પ્રદાન કરેલી છે.

ઉર્દૂ ભાષા અને સાહિત્યના ઈતિહાસ પર આપની વિશાળ, વ્યાપક અને ઊંડી નજર હતી. સૌ પ્રથમ આપે પોતાના પુસ્તકમાં 'આબે હયાત' પર સમીક્ષા અને ટીકા લખી તેમજ એની કેટલીક રિવાયતોને ઐતિહાસિક ભૂમિકા પર પાયા વિનાની સાબિત કરી આપી. (મુહમ્મદ હુસૈન) 'આઝાદ'ની જાદુભરી કલમ અને 'આબે હયાત'ની અસામાન્ય લોકપ્રિયતાના કારણે એ (પાયા વિનાની) રિવાયતોને નકકર હકીકત સમજી લેવામાં આવી હતી. ઉર્દૂ ભાષા અને શાયરીના પ્રારંભ વિશે પણ આપે પોતાના એ પુસ્તકમાં નવીન માહિતી અને નૂતન દ્રષ્ટિકોણ રજૂ કર્યાં છે. એ પુસ્તક લાંબા સમય પહેલાં 'દારુલ મુસન્નિફીન' તરફથી પ્રગટ થઈ ચૂકયું છે અને એની ચાર આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે. વિવિધ યુનિવર્સિટીઓએ એને પોતાના અભ્યાસક્રમોમાં પણ પાઠય પુસ્તક તરીકે દાખલ કરેલું છે.

આપ તીવ્ર બુધ્ધિશાળી હતા. દીર્ઘદ્રષ્ટિમાં અને કોઈ પણ મામલાનો તાગ મેળવી લેવામાં આપ અજોડ હતા. વ્યકિતને પારખી જવાની ખાસ શકિત હતી. કોઈ પણ વસ્તુની મહત્તા અને સૌંદર્યને તેના પ્રાકૃતિક અને નૈસર્ગિક નિર્માણ પ્રમાણે મૂલ્યાંકન કરવાની આપમાં એક આગવી શકિત હતી. અસમતોલપણાથી, અયોગ્ય પક્ષપાતથી અને અતિશયોકિતથી આપ અલિપ્ત હતા.[1] આપના

---

[1] 'નુઝહતુલ ખવાતિર'ના આઠમા ભાગમાં આપે પોતાની સમકાલીન વ્યકિતઓના જે પરિચયો લખેલા છે તેનાથી એનો ખ્યાલ આવે છે. એમાંની કેટલીક વ્યકિતઓથી આપને મસ્લક અથવા રુચિનો મતભેદ હતો. અમુકથી તેમની હયાતીમાં મતભેદ રહી ચૂકયો હતો તો કેટલીક વ્યકિતઓ પ્રત્યે આપને લાગણી અને શ્રદ્ધા હતી. છતાં ખૂબીઓ અને સદગુણોના સ્વીકારમાં કયાંય કંજૂસાઈ અને અધિકાર છિનવાનો જરા સરખોય પ્રયત્ન જોવા મળતો નથી. વળી નિષ્ઠાના

ફૂટનોટ પાના નં ૭૨ ઉપર ચાલું...

સ્વભાવમાં જામિઈયત (સર્વગ્રાહિતા), મધ્યમમાર્ગીયતા, સમતોલન અને ઠરેલપણું હતાં. પ્રકૃતિમાં સ્વચ્છતા, સુઘડતા, સુંદરતા અને ઋજુતા હતાં. જીવન જો કે સાદું હતું છતાં સુંદરતાને પસંદ કરતા હતા. ખોરાક ખૂબ જ ઓછો હતો. હંમેશા સ્વચ્છ અને સુંદર પોશાક પરિધાન કરતા હતા.

## ઈલ્મી ખૂબીઓ અને ખિદમતો

ઉર્દૂ, ફારસી અને અરબી સાહિત્યમાં આપ ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. તેમના જેવી સર્વજનગમ્ય અને પ્રફુલ્લ અરબી લખનારા હિન્દુસ્તાનમાં ભાગ્યે જ થયા હશે. અરબીના અનેક દ્રષ્ટિવાન વિદ્વાનો અને સાહિત્યકારો આપની અરબિયત અને લેખનની સુંદરતાને સ્વીકારતા જોવામાં આવ્યા છે. ઉર્દૂ લખાણોમાં સંકલન અને મધુરપના સુંદર મિશ્રણની સાથે ઈલ્મી પરિપકવતા અને ભાષાની લિજ્જત તેમજ સ્વયંસ્ફુરણા જોવા મળે છે. ખાસ કરીને ઐતિહાસિક લેખોમાં અત્યંત સુંદરતા અને સાહિત્યિક મધુરતા છે. એનો નમૂનો એમની કૃતિઓ 'યાદે અય્યામ' (તારીખે ગુજરાત) અને 'ગુલે રઅના' ની ફુટનોટસ છે.

હિન્દુસ્તાનના ઈસ્લામી કાળના વિવિધ વિભાગો, જેવા કે શાસકોનો ઈતિહાસ, સંસ્કાર અને સંસ્કૃતિનો ઇતિહાસ, વિદ્યા અને કળાનો ઈતિહાસ, તસવ્વુફના સિલસિલાઓ, ખાનદાનો અને કુળોનો ઈતિહાસ વગેરે પર એમની ગહન અને વિશાળ નજર હતી. એ વિષયમાં એમના જમાનામાં એમનો સમોવડિયો કોઈ ન

---

ફૂટનોટ પાના નં ૭૧ ની ચાલું...

કારણે (પોતાના પ્રિયજનોના પરિચયમાં) કયાંયે અતિશયોકિત, ખોટી પ્રશંસા કે અસમતોલન જોવા મળતાં નથી.

હતો. હિન્દુસ્તાનના ઈસ્લામી ઈતિહાસને, વિવિધ દ્રષ્ટિકોણથી, તેઓ પોતાની જિંદગીમાં સંપાદિત કરી ગયા. પશ્ચિમના દેશોમાં સંસ્થાઓ અને સોસાયટીઓ સામૂહિક રીતે જે કામ કરે છે તેવું કામ એમણે એકલે હાથે કર્યું ! વળી, એ કામ પણ એવી ખામોશી અને અજ્ઞાત રહીને કર્યું કે મર્યાદિત મિત્ર મંડળ સિવાય બીજાને એની જાણ સુધ્ધાં ન થઈ ! હજુ આજે પણ એ કામની વ્યાપકતા અને મહાનતાનો ખ્યાલ ઘણા ઓછા લોકોને છે. વાસ્તવમાં હિન્દુસ્તાનના વિદ્યા પુરુષો અને કલમનવેશો પર સૈકાઓથી ચાલી આવતું ઋણ કે કર્તવ્ય આપે અદા કરી દીધું.

## અરબી ભાષામાં હિન્દુસ્તાનનો પરિચય

એમની ગૌરવપાત્ર અને વિશ્વ વિખ્યાત કૃતિ 'નુઝહતુલ ખવાતિર' છે. એના આઠ ભાગો છે. એ ભાગોમાં હિન્દુસ્તાનના સાડાચાર હજાર કરતાંયે વધારે અમીર-ઉમરાવો અને મહત્વની વ્યક્તિઓનો પરિચય છે.

દુનિયાના અનેક દેશોમાં ઈસ્લામી હકૂમત અથવા ઈસ્લામી સંસ્કૃતિ અને વિદ્યાનું વર્ચસ્વ રહ્યું છે; પરંતુ હિન્દુસ્તાનને એ ગૌરવ પ્રાપ્ત છે કે એના ઈસ્લામી યુગનો ઈતિહાસ સંપૂર્ણ, ક્રમબદ્ધ અને શ્રેણીબદ્ધ સંપાદિત થઈ ગયો છે. એ શૃંખલાની કોઈ કડી ખૂટતી જોવા મળતી નથી.

હિન્દુસ્તાન સિવાય અન્ય મોટા મોટા નામાંકિત ઈસ્લામી દેશોમાં, ત્યાં થઈ ગયેલા ગુણસંપન્ન સપૂતોના જે પરિચયો લખવામાં આવ્યા છે તેમાં ઘણાં સૈકાઓનો ઉલ્લેખ નથી. અમુક સૈકામાં કંઈ કેટલીયે વ્યક્તિઓના પરિચયો છે જ્યારે અમુક સૈકાઓ પ્રમાણભૂત ઉલ્લેખોથી તદ્દન કોરા છે !

પરંતુ 'નુઝહતુલ ખવાતિર'નો કાળક્રમ અને કાળ વ્યાપ પહેલી સદી હિજરીથી લઈને ચૌદમી સદી હિજરી સુધી વિસ્તરેલો

છે. અને એના ભૌગોલિક સ્થળોનો વ્યાપ ઠેઠ ખૈબરઘાટથી લઈ બંગાળાના ઉપસાગર સુધી પહોંચે છે. એમાં કોઈ પણ યુગના અમીર ઉમરાવો કે વિભૂતિઓ જાણીતી વ્યકિતઓ તરફ દુર્લક્ષ કરવામાં નથી આવ્યું તેમ જ કોઈ પણ ગામ કે કસ્બાની કોઈ જાણીતી વ્યકિતથી અથવા તેના કારનામાઓથી ગફલત વર્તવામાં નથી આવી.

'નુઝહતુલ ખવાતિર' ગ્રંથ ચરિત્ર–લેખનની જીવતી–જાગતી ચિત્ર-મંજૂષા (આલબમ) છે. એમાં ચરિત્ર નાયકોના વાસ્તવિક ચિત્રો અને રૂપ–રેખાઓ દર્શાવવાની યથાશકિત કોશિશ કરવામાં આવી છે. જયાંથી પણ મળી શકે ત્યાંથી માહિતી મેળવીને એકત્ર કરવાના પ્રયત્નો કરવામાં આવેલ છે. જરૂરત જણાય ત્યાં ટીકા અને આલોચના પણ કરવામાં આવી છે અને કોઈ પણ જાતના સંકોચ વગર ખરી હકીકતો જાહેર કરવામાં આવી છે. આ ગ્રંથો, પૂર્વના અને પશ્ચિમના (દેશોના) ઈલ્મી વર્તુળોમાં, સમાન રીતે, પોતાના વિષયના પાયાના પુસ્તક તરીકેનું સ્થાન ધરાવે છે. 'દાઈરતુલ મઆરિફ અલ ઉસ્માનિયા' હૈદરાબાદ તરફથી એ બધા જ ભાગો પ્રગટ થઈને દેશ–વિદેશમાં પહોંચી ચૂકયા છે.❶ પ્રથમ ગ્રંથમાં હિજરી સનની પહેલી સદીથી લઈને સાતમી સદી સુધીના સમયગાળાના અમીર–ઉમરાવો, વિદ્વાનો તેમજ મહત્વની વ્યકિતઓના પરિચયનો સમાવેશ કરવામાં આવેલો છે. તે પછી દરેક સદી માટે એક–એક અલગ ગ્રંથનું આયોજન કરવામાં આવેલું છે.

## મઆરિફુલ અવારિફ

'મઆરિફુલ અવારિફ' હિન્દુસ્તાનના ઈલ્મ અને તા'લીમ

---

❶ 'નદવતુલ ઉલમા' લખનૌ તરફથી 'અલ-અ'લામ' શીર્ષકથી પ્રકાશિત થયું છે. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

(શિક્ષણ અને કેળવણી)ના ઈતિહાસની તેમજ હજાર વર્ષીય ઈસ્લામી કાળના લેખકો અને તેમની કૃતિઓની સવિગત સૂચિ છે. ઉપરોકત વિષયમાં હિન્દુસ્તાન વિશે આધારભૂત અને મૂળભૂત માહિતીઓ માટેનો એ વિપુલ ભંડાર છે. પુસ્તકોનો માત્ર નામોલ્લેખ કરીને જ સંતોષ માનવામાં આવ્યો હોય તેવી વિદ્યાકીય કૃતિઓની એ માત્ર શુષ્ક સૂચિ નથી.

તેમાં પ્રથમ પ્રત્યેક વિદ્યા–શાખાનો પરિચય, તેની રૂપરેખા અને તેનો ઈતિહાસ વર્ણવેલો છે. તે પછી એ વિદ્યા શાખાના પ્રમાણભૂત, પ્રખ્યાત અને પ્રમાણિત (સ્ટાન્ડર્ડ) પુસ્તકો દર્શાવેલાં છે. તે પછી એ વિષય પર હિંદના ઉલમા અને વિદ્વાનોએ લખેલા પુસ્તકોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

પ્રારંભમાં પ્રાચીન અભ્યાસક્રમનો ચિતાર રજૂ કરવામાં આવ્યો છે. તે પછી તેમાં કાળક્રમે થયેલા ફેરફારો અને તેની પાછળનાં પરિબળો અને કારણો દર્શાવવામાં આવ્યાં છે. મધ્યપૂર્વના દેશોમાં અને ઈસ્લામી આલમમાં હિન્દુસ્તાનને આ બાબતથી પરિચિત કરવા અને મુસલમાનોની ઈલ્મી અને દીની સેવાઓથી વાકેફ કરવા માટે આ એક માત્ર અને સર્વોત્તમ સાધન છે.

દમિશ્કની મશહૂર સરકારી એકેડમી 'અલ મજમઉલ ઈલ્મી અલ અરબી'❶ એ ઈ.સ. ૧૯૫૮માં 'મઆરિફુલ અવારિફ' ને 'અસ્સકાફતુલ ઈસ્લામીય્યહ ફિલ હિંદ' નામે ખૂબ જ આબોતાબ (ભપકા) સાથે પ્રગટ કરી હતી. એ આવૃત્તિ સમસ્ત વિશ્વમાં લોકપ્રિય થઈ. એનો (ઉર્દૂ) અનુવાદ 'ઈસ્લામી ઉલૂમ વ ફુનૂન

---

❶ હવે એ એકેડમીનું નામ 'મજમઉલ લુગતુલ અરબિય્યહ' રાખવામાં આવ્યું છે. મધ્યપૂર્વની એ પ્રાચીનતમ અને કાર્યશીલ એકેડમી છે.

હિન્દુસ્તાનમેં' નામથી 'દારૂલ મુંસન્નિફીન' આઝમગઢ તરફથી પ્રગટ થઈ ચૂકયો છે.

## જન્નતુલ મશ્રિક

'જન્નતુલ મશ્રિક'માં હઝારો પૃષ્ઠોનો નિચોડ આપવામાં આવ્યો છે, જે લેખકની આખી જિંદગીના વાંચન-મનનનો સાર છે. ઈસ્લામી યુગનો એ એક નાનો સરખો જ્ઞાનકોશ (એન્સાયકલોપીડિયા) છે. એમાં હિન્દુસ્તાનના ઈસ્લામી કાળનું પરિપૂર્ણ ચિત્ર તાદ્રશ થાય છે. અને મુસલમાન સુલતાનો, પ્રતિભાશાળી વ્યક્તિઓ, તેમજ હુન્નર-ઉદ્યોગ અને કળા-કારીગીરીના તજજ્ઞો તથા નિષ્ણાતોના સાંસ્કૃતિક, રચનાત્મક, સર્જનાત્મક અને વહીવટી કરાનામાઓ એક નજરમાં સામે તરી આવે છે.

- દેશની ભૂગોળ,
- એની પેદાશ અને ઉપજ,
- એની મોસમ અને ઋતુઓ,
- એનું ચલણી નાણું,
- એના અવસરો, ઉત્સવો, તહેવારો અને રીત રિવાજો,
- મુસલમાન સુલતાનોના સમયની વ્યવસ્થા અને બંદોબસ્ત,
- એમના કાયદાઓ તથા કાનૂનો,
- એમના જનકલ્યાણના કામો,
- આ દેશની શોભા, શણગાર, સંસ્કાર અને સંસ્કૃતિમાં એમનો ફાળો

વગેરે સર્વ બાબતોનું આ પુસ્તકમાં સંપૂર્ણ ચિત્ર નજર સમક્ષ ખડું થાય છે.

'ખિતત' યાને (ઈતિહાસની) રૂપ--રેખા શીર્ષક હેઠળ (અરબી ભાષામાં) વિવિધ દેશોના ઈતિહાસની ગ્રંથશ્રેણી લખવામાં આવેલી છે 'જન્નતુલ મશ્રિક' એ શ્રેણીની એક મહત્વની કડી સમાન છે. એ શ્રેણી માં :–

- ✦ મુકરીઝી લિખિત 'ખિતતુ મિસર' (મિસરના ઈતિહાસની રૂપરેખા) અને
- ✦ કુર્દ અલી લિખિત 'ખિતતુશ્શામ' (શામ–સિરિયાના ઈતિહાસની રૂપરેખા) વિખ્યાત છે.

એ જ પ્રમાણે 'જન્નતુલ મશ્રિક'નું નામ 'ખિતતુલ હિંદ' (હિંદના ઈતિહાસની રૂપરેખા) રાખવામાં આવે તો પણ યોગ્ય ગણાશે.

આ કિતાબ 'દાઈરતુલ મઆરિફ અલ ઉસ્માનિયા' હૈદરાબાદ તરફથી

**'અલ હિંદ ફિલ અહદિલ ઈસ્લામી'**
નામથી અરબીમાં પ્રગટ થયેલી છે.

એનો ઉર્દૂ અનુવાદ
**'હિન્દુસ્તાન ઈસ્લામી અહદમેં' નામથી**

અને અંગ્રેજી અનુવાદ
'INDIA DU'RING MU'SLIMS RULE' નામથી
'મજલિસે તહકીકાત વ નશરિય્યાતે ઈસ્લામ' (ઈસ્લામી સંશોધન અને પ્રકાશન અકાદમી), લખનૌ તરફથી પ્રગટ થયો છે.

ઉપરોકત મહત્વની કૃતિઓ ઉપરાંત આપે ઉર્દૂ અને અરબી ભાષામાં હદીસ, ફિકહ (ઈસ્લામી ધારાધોરણ) અને તિબ્બ

(વૈદકશાસ્ત્ર)ના વિષય પર અનેક બોધદાયક ગ્રંથો અને રિસાલાઓ લખેલા છે.

## વફાત અને સંતાન

૧૫, જુમાદલ ઉખ્રા, હિ. સન ૧૩૪૧ પ્રમાણે ૨, ફેબ્રુઆરી, ૧૯૨૩ના દિવસે જુમ્આ અને શનિવાર વચ્ચેની રાતે થોડાક કલાકની અસ્વસ્થ તબિયત બાદ આપનો ઈન્તિકાલ થયો. જનાઝો રાયબરેલી લઈ જવામાં આવ્યો, જ્યાં

પોતાના કુળવાન પૂર્વજોની સોડમાં
અને

હઝરત શાહ અલમુલ્લાહ નકશબંદી (રહ.)
તેમજ

હઝરત સૈયદ મુહમ્મદ અદલ (રહ.)ની પાસે દફન થયા.

**રહિમહુલ્લાહુ તઆલા વ રફઅ દરજાતુહુ ❶**

વંશજો (ઔલાદ)માં બે પુત્રો

(૧) ડોકટર હકીમ મૌલાના અબ્દુલ અલી સાહેબ મર્હૂમ, માજી નાઝિમ નદવતુલ–ઉલમા લખનૌ અને

(૨) અબુલ હસન અલી તથા
બે પુત્રીઓને પોતાના પાછળ મૂકતા ગયા.

---

❶ **ભાવાર્થ** : અલ્લાહ તઆલા એમના પર રહેમ કરે અને એમના દરજ્જાઓને બુલંદ કરે. (આમીન)

# આમુખ

## મર્હૂમ સદર યાર જંગ
## મૌલાના હબીબુર્રહમાનખાન શેરવાની
## રહમતુલ્લાહિ અલયહ

'નદવતુલ ઉલમા'ના કુલપતિ જનાબ મૌલવી સૈયદ અબ્દુલ હય સાહબે આ પુસ્તક મારી દરખાસ્ત (વિજ્ઞપ્તિ) પર લખ્યું છે. એમણે અરબી ભાષામાં હિન્દુસ્તાનના આલિમો અને વિદ્વાનો વિશે વિસ્તૃત ઈતિહાસ લખ્યો છે. તે પુસ્તકના લેખન અંગે હિન્દુસ્તાનના ઈતિહાસનું એમણે વિશાળ અવલોકન અને અધ્યયન કર્યું છે.

આ વરસે 'ઓલ ઈન્ડિયા મોહમેડન એજ્યુકેશનલ કોન્ફરન્સ' (અખિલ હિંદ મુસ્લિમ શિક્ષણ પરિષદ)નું વાર્ષિક અધિવેશન ગુજરાત પ્રાંતમાં થયું. ત્યાં ઠેર ઠેર ભૂતકાલીન (મુસ્લિમ) સંસ્કૃતિની નિશાનીઓ અને અવશેષો જોવામાં આવ્યાં. એ જોઈને એના પર ઐતિહાસિક રોશની નાખવાની આવશ્યકતા જણાઈ જેથી એની રોશનીમાં (અને દર્પણમાં) અનુગામીઓ પોતાની આકૃતિનું દર્શન કરીને બોધપાઠ મેળવે.

('યાદે અય્યામ'ના) વિદ્વાન લેખકે આ સંક્ષિપ્ત પુસ્તકમાં ખૂબીપૂર્વક ગુજરાતના ઈસ્લામી ઈતિહાસના વિવિધ પાસાઓના દર્શન કરાવ્યા છે. ઐતિહાસિક અને સાહિત્યિક બંને રીતે એ દાદ પાત્ર છે. તે મૌલવીઓના વર્તુળની એક આકર્ષક આવાઝ છે જેને નૂતન વિચારસરણીએ બદમઝાકી (કુરુચિ)નો ફેંસલો આપી દીધેલો છે, પરંતુ નૂતન વિચારસરણી પોતે પોતાના ઐતિહાસિક મઝાક

(અભિરુચિ)નો પુરાવો કયારે પ્રસ્તુત કરે છે તે જોવું રહ્યું. હિન્દુસ્તાનનો ઈતિહાસ, દીર્ઘકાળથી, સેંકડો અફસોસ સાથે મર્હૂમ 'ગાલિબ'ની આ અર્ધ પંકિત દોહરાવી રહ્યો છે :

**કોન હોતા હૈ હરીફે મયે મર્દઅફગને ઈશ્ક**

જોઈએ અમારા આ આલાપને અમારા ઊંચા વિચારવાળા મિત્રો કયારે પોતાના કાને ધરે છે !

ગુજરાતના ઈતિહાસનો એક પ્રસંગ અહીં ઉમેરવા જેવો છે. ગુજરાતના સુલતાન ઝફર ખાનના પિતા સહારન દિલ્હીના બાદશાહ ફીરોઝ શાહના હાથ પર મુસલમાન થઈને એક સન્માનનીય (ઉચ્ચ) પદ પર વિરાજમાન થયા હતા. તે પોતાના ખાનદાનના 'નાયક' (આગેવાન) હતા.

અંતમાં, 'યાદે અય્યામ'ના વિદ્વાન લેખકની કૃપાથી 'ઓલ ઈન્ડિયા મોહમેડન એજયુકેશનલ કોન્ફરન્સ' (અખિલ હિંદ મુસ્લિમ શિક્ષણ પરિષદ)ને આ ઉપયોગી પુસ્તક પ્રગટ કરવાનો મોકો મળ્યો છે તે બદલ હું તેમનો આભાર માનવો આવશ્યક ગણું છું.

**ખાકસાર,**

**મુહમ્મદ હબીબુર્રહમાનખાન શેરવાની**

ઓનરરી જોઈન્ટ સેક્રેટરી,
ઓલ ઈન્ડિયા મોહમેડન એજયુકેશનલ કોન્ફરન્સ,
સુલતાનજહાં મંઝિલ,
અલીગઢ

# પ્રસ્તાવના

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

[શરૂ કરું છું દયાળુ અને કૃપાળુ અલ્લાહ તઆલાના નામથી]

**વ બિહી નસ્તઈન**

[અને (અમે) તેની જ મદદ માંગીયે છીએ.]

**વ સલ્લલ્લાહુ અલા સય્યિદિના વ મૌલાના મુહમ્મદિન વ અલા આલિહી વ સહબિહી અજમઈન.**

[અને અલ્લાહની સલવાત અમારા સૈયિદ અને મૌલા મુહમ્મદ અને આપની આલ તથા સહાબીઓ સર્વે પર હો.]

કોઈએ સાચું કહ્યું છે કે ધર્મના માર્ગદર્શકોની જાદુભરી તકરીરો પછી કોઈ કોમના મુર્દા દિલોમાં જોશ પેદા કરવાનું અને હિમ્મત વધારવાનું જો કોઈ ઉમદા સાધન હોય તો તે ઈતિહાસ છે. ઈતિહાસ મારફતે ભૂતકાળ અને વર્તમાનકાળ વચ્ચે તુલના કરવાની ઉત્તમ તક સાંપડે છે.

ભૂતકાળમાં આપણામાં કયા સદગુણો અને કઈ ખૂબીઓ હતી જેના લઈને ઉત્થાન, ઉત્કર્ષ અને સૌભાગ્યના સોપાનો આપણે સર કર્યાં હતાં ?

અને હવે :

કઈ બૂરાઈઓ અને દૂષણો આપણામાં પેદા થઈ ગયાં છે જેનાથી અધોગતિ, અધઃપતન અને બદનામીની ઊંડી ખાઈમાં આપણે ગબડી પડયા છીએ ? !

જો આપણી સૂઝ–સમજ ઠીક હોય તો ચિંતન–મનન કરીને આ પ્રશ્નોના ઉત્તરો આપણે સરળતાથી મેળવી શકીએ એમ છીએ.

તેમના ફઝલ અને કમાલ સાથે મુસલમાનોની અઝમત અને ઈકબાલની, તથા ગૌરવ અને ખૂશનસીબીની દાસ્તાનો સર્વત્ર સંકળાયેલી છે. ઈતિહાસનું પ્રત્યેક પૃષ્ઠ આપણને શિખામણ અને બોધનું ભાથું પૂરું પાડે છે. વિશ્વ સમસ્તના ઈતિહાસમાંથી આપણે માત્ર હિન્દુસ્તાનના ઈતિહાસ પર નજર નાંખીએ અને હિન્દુસ્તાનના ઈતિહાસમાંથી પણ માત્ર ગુજરાત, બીજાપુર, ગોલકોંડા, માંડૂ, બુરહાનપુર અને જોનપુરના ઈતિહાસનું જ આપણે ઊંડાણપૂર્વક અવલોકન કરીએ તો તેમાંથી આપણી આંખો ખોલવા માટે પૂરતો સામાન પ્રાપ્ત થઈ શકે એમ છે. માત્ર જરૂર છે, યુદ્ધો અને વૈભવ વિલાસની કથાઓમાં વેર વિખેર પડેલાં મોતીઓને શોધી કાઢવાની. તેમાંથી 'કહલુલ જવાહિર'[1] તૈયાર થઈ શકે.

કદાચિત આવું વિચારી, 'મોહમેડન એજયુકેશનલ કોન્ફરન્સ' (મુસ્લિમ શિક્ષણ પરિષદ)ના સુરતમાં ભરાનારા અધિવેશનમાં હાજર રહેવા માટે, ભીકનપુરના રઈસ (નવાબ) જનાબ મૌલાના હબીબુર્રહમાન ખાન સાહબ શેરવાનીએ મને આમંત્રણ આપ્યું. સાથે સાથે એ આદેશ પણ આપ્યો કે ત્યાં હું ખાલી હાથે ન જાઉં, બલકે ગુજરાતના ઈલ્મી યુગનો ઈતિહાસ સંપાદિત કરી અધિવેશનમાં રજૂ કરું.

એમનો એ આદેશ મારી પ્રકૃતિ વિરુદ્ધ હતો, પરંતુ તેમણે કંઈક એવી (લાગણીપૂર્વક) ફરમાવ્યું હતું કે મારા (અંતરના) ઘા ફરી તાજા થઈ ગયા–મારી દબાયેલી લાગણીઓ અને ઊર્મિઓ ફરી

---

[1] 'કહલુલ જવાહિર' : હીરા–મોતીને કૂટીને તેમાંથી બનાવેલો અતિ કિંમતી સુરમો.

ઊભરી આવી ! એટલે મેં એમના આદેશનું પાલન કર્યું અને ગુજરાત વિશે માહિતી એકઠી કરી, પરંતુ અફસોસ એ વાતનો છે કે સુરત પહોંચીને હું અચાનક માંદો પડી ગયો, જેના કારણે પ્રવચન કરવું તો દૂર રહ્યું, અધિવેશનમાં હું હાજર પણ રહી ન શકયો !

હવે એને એક અલગ પુસ્તક સ્વરૂપે દેશજનોની સેવામાં હું રજૂ કરું છું. એનો હેતુ લોકોને વિચારતા કરવાનો છે. સામાન્ય રીતે આપણે સૌ અને ખાસ કરીને ગુજરાતીઓ એને વાંચીને વિચારે કે ભૂતકાળમાં દેશની, ઈલ્મ અને હુન્નરની તેમણે કેવી સેવા કરી હતી અને આજે તેઓની શી હાલત છે !

આ લેખથી મારા મિત્રો ફાયદો ઉઠાવશે તો મારી મહેનત લેખે લાગેલી માનીશ. નહિતર—

**અય બસા આરઝૂ કે ખાક શુદા** ①

**અબ્દુલ હય**

**લખનૌ,**
**૨૦, જાન્યુઆરી, ૧૯૧૯**



① **ભાવાર્થ** : હાય રે ! ધૂળધાણી થયેલી (અપૂર્ણ રહેલી) એ આરઝૂઓ !

بسم الله الرحمن الرحيم



ચમન કે તખ્ત પર જિસ દમ્
શહેગુલકા તજમ્મુલ થા,

હઝારોં બુલબુલેંથી બાગમેં
એક શોર થા ગુલ થા.

ખુલી જબ આંખ નરગિસ કી
ન થા જુઝ ખાર કુછ બાકી,

બતાતા બાગબાં રો રો
યહાં ગુંચા વહાં ગુલ થા !



**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

આરંભ કરું છું અલ્લાહ તઆલાના નામથી
જે મહા કૃપાળુ (અને) અત્યંત દયાળુ છે.



# યાદે અય્યામ

ગુજરાતના મુસ્લિમ શાસનકાળના
ભવ્ય અને ભાતીગર ઈતિહાસની ઝાંખી



**મશ્શાતહરા બુગો કે બર અસ્બાબે હુસ્ને યાર,**
**ચીઝી ફુઝૂં કુનદ કે તમાશા બ મા રસીદ.**

[દર્શન કરવાનો હવે અમારો વારો આવ્યો છે.
શૃંગારિકાને કહો કે હુસ્ને યાર (પ્રેમિકાના સૌંદર્ય)માં
અભિવૃદ્ધિ કરે.]

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

[આરંભ કરું છું અલ્લાહ તઆલાના નામથી,
જે મહા કૃપાળુ (અને) અત્યંત દયાળુ છે.]

# પૂર્વભૂમિકા

ગુજરાતના ઈલ્મી ઈતિહાસનું વર્ણન કરવા પહેલાં :

- ગુજરાત સાથે ઈસ્લામી સંબંધોની શરૂઆત કેવી રીતે થઈ ?
- એ સંબંધોનો ધીમે ધીમે વિકાસ કેવી રીતે થયો ?
- ગુજરાતમાં એક શાનદાર ઈસ્લામી સલ્તનતની સ્થાપના પાછળના અને એને શીરાઝ તેમજ યમનની સમકક્ષ બનાવી દેનારા પરિબળો કયા ?
- એની અજોડ શાસન પદ્ધતિની ઉજજવળ કથાઓ ઈતિહાસના પૃષ્ઠો પર અંકિત થવાના કારણો કયા ?

વગેરે બાબતોની સ્પષ્ટતા કરી દેવી યોગ્ય લાગે છે.

## ગુજરાત સાથે ઈસ્લામી સંબંધોની શરૂઆત

એ જાણીતું છે કે સર્વ પ્રથમ ઈસ્લામી સંબંધો હિન્દુસ્તાનના સિંધ પ્રાંત સાથે બંધાયા. હિ.સ. ૯૩ માં મુહમ્મદ બિન કાસિમ સકફીએ અરબસ્તાન સાથે ભૌગોલિક રીતે સમાનતા ધરાવતા સિંધના રણને ઓળંગીને ઈસ્લામી સલ્તનતની સ્થાપના કરી. એની સરહદો એક તરફ રાજપુતાના સાથે મળતી હતી. અને બીજી તરફ કાશ્મીર સાથે સંલગ્ન હતી એ પ્રદેશ લગભગ બારસો વરસ સુધી મુસલમાનોની હકૂમત અને તાબા હેઠળ રહ્યો. છતાં એ હકીકતનો પણ ઈન્કાર થઈ શકે એમ નથી કે મુસલમાનોની દીર્ઘદ્રષ્ટિ સર્વ

પ્રથમ ગુજરાતના હરિયાળા, ફળદ્રુપ અને રસાળા પ્રદેશ પર પડી હતી અને ગુજરાત પર વિજેતા અને સત્તાધીશ ન થયા ત્યાં સુધી તેમની મીટ એના પર સતત મંડાયેલી રહી હતી.

## મુસલમાનોનો પહેલો હુમલો

આ એક ઐતિહાસિક ઘટના છે કે હિ.સ. ૧૫માં–એટલે કે જનાબ રિસાલત મઆબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (પૈગમ્બર સાહેબ)ના અવસાનના માત્ર પાંચ વરસ પછી–ફારૂકે આ'ઝમ (હઝરત ઉમર) (રદિ.)એ બહરૈન અને ઉમાનની હકૂમત પર ઉસ્માન બિન અબૂલ આસ સકફી (રદિ.)ને સત્તાધીશ મુકર્રર કર્યા. એમની ગણના અગ્રેસર સહાબએ કિરામ (રદિ.)માં થતી હતી. તેમણે હકૂમતની લગામ પોતાના હાથોમાં લેતાવેંત પોતાના ભાઈ હકમ બિન અબિલ આસ (રદિ.)ને બહરૈનની હકૂમત પર સત્તાધીશ મુકર્રર કરીને હિન્દુસ્તાન પર ચઢાઈ કરવાનો હુકમ આપ્યો.

હકમ (રદિ.)એ નૌકાઓ અને વહાણો મારફતે દરિયાઈ સફરની મુશ્કેલ મંઝિલો પાર કરી અને પોતાની ફોજ સાથે સર્વ પ્રથમ ગુજરાતના કાંઠા (તટ) પર પગલાં પાડયાં.

યા એમ કહેવું જોઈએ કે :

હિન્દુસ્તાનની સરઝમીનમાં
ગુજરાતને એ ગૌરવ પ્રાપ્ત થયેલું છે કે :

માત્ર એક અલ્લાહ પર ઈમાન રાખનારાઓએ,
તે જ એક હસ્તીને **'વહદહૂ લા શરી–ક લહૂ'** (એક અને અનન્ય) માનનારાઓએ,
તેને જ સર્વ શકિતમાન અને સર્વ કાર્યોના પ્રેરક અને ચાલક માનનારાઓએ,

પોતાના પવિત્ર પગલાંઓથી
ગુજરાતની ધરતીને સર્વ પ્રથમ પાવન કરી
અને હિન્દુસ્તાનમાં સર્વ પ્રથમ

ગુજરાતના જંગલો, પહાડો અને મેદાનોમાં
**'અલ્લાહુ અકબર'**ની સદાઓ ગુંજી ઊઠી !

એ હુમલામાં જે ભાગ્યવાનોને શહાદતનો મરતબો પ્રાપ્ત થયો તેમાં સંભવતઃ તે પવિત્ર આત્માઓ પણ હતા, જેમણે રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના જમાલે જહાં આરા (સૃષ્ટિને આભૂષિત કરનાર સૌંદર્ય)ના દર્શન કર્યા હતા અને આપ (સલ.)ના પવિત્ર સત્સંગ અને રૂહાની તા'લીમનો પણ લાભ મેળવી ચૂકયા હતા. ઈસ્લામના એ ફીદાઈઓના, ઈસ્લામ માટે આત્મસમર્પણ કરનારાઓના પવિત્ર દેહો ગુજરાતની જ ધરતીના પ્રેમપાશમાં, સુરક્ષિત ખજાના રૂપે, દફન થયેલા છે. જો કે એ છુપો ખજાનો (એ પવિત્ર જનોના પવિત્ર દેહો ચોકકસ કયે ઠેકાણે દફન થયેલા છે) તેની જાણ નથી, પરંતુ એ ચોકકસ છે કે મુંબઈ અને ભરૂચની આસપાસની ધરતીની માટીમાં એ ખજાનો દફન કરવામાં આવેલો છે.

તે જમાનામાં મુંબઈનું નામ નિશાન પણ ન હતું. જે વિસ્તાર આજે દોડ–ધામ અને પ્રવૃત્તિઓથી ધમધમતો દેખાય છે તે ઝાડીઓથી છવાયેલો એક નિર્જન ટાપુ હતો. તેની પાસે થાણાનું રોનકદાર અને આબાદ બંદર હતું. થાણાને અરબી પુસ્તકોમાં 'તાના' લખવામાં આવે છે અને એ હવે થાણા જિલ્લાનું મુખ્ય મથક છે. મુસલમાનોએ સર્વ પ્રથમ હુમલો થાણા પર જ કર્યો હતો.❶

---

❶ બિલાઝરી લિખિત ગ્રંથ 'ફુતૂહુલ બુલ્દાન'

## બીજો હુમલો

બીજો હુમલો હકમ બિન અબીલ આસ (રદિ.)એ ભરૂચ પર કર્યો હતો. અરબી કિતાબોમાં ભરૂચને 'બરૂજ' અથવા 'બરૂઝ' લખવામાં આવે છે. ગળી અને લાખના વેપારના કારણે ભરૂચ તે જમાનામાં હિન્દુસ્તાનનું સૌથી વધારે રોનકદાર અને'આબાદ બંદર હતું.❶

આ બંને હુમલામાં હકમ (રદિ.)ને સારી સફળતા સાંપડી, પરંતુ ફારૂકે આ'ઝમ (રદિ.)નું વલણ દરિયાઈ પ્રવાસની વિરુધ્ધ હતું એટલે લાંબા સમય સુધી મુસલમાનોએ એ તરફ ધ્યાન ન આપ્યું.

## ત્રીજો હુમલો

હિ.સ. ૯૩ માં સિંધ પ્રાંત મુસલમાનોના કબજા અને તાબામાં આવ્યો. દમિશ્કના ખલીફા હિશામ બિન અબ્દુલ મલિકે હિ.સ. ૧૦૭ (ઈ.સ. ૭૨૬)માં સિંધની હકૂમત જુનૈદ બિન અબ્દુર્રહમાન મર્રીને સોંપી.

જુનૈદ બહાદુર અને મહત્વાકાંક્ષી માણસ હતો. થોડા જ દિવસોમાં તેણે પોતાના તાબા હેઠળના પ્રદેશનો યોગ્ય બંદોબસ્ત કર્યો. તે પછી તેણે ગુજરાત તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. આરબ ફોજની સાથે પ્રજાજનોને તેણે કચ્છ તરફ રવાના કર્યા. કચ્છને અરબી પુસ્તકોમાં 'કસ્સહ' લખવામાં આવે છે. આ ફોજ ભરૂચને ઉપર તળે કરતી માળવામાં પ્રવેશી. તેણે ચોતરફ વિજય મેળવ્યો. દરેક સ્થળે દુશ્મનોને પરાજિત કરીને ગનીમતનો માલ મેળવ્યો.❷

## ચોથો હુમલો – પ્રથમ મુસલમાન લેખક

બગદાદના ખલીફા અલ મેંહદી બિલ્લાહ અલ અબ્બાસીએ

---

❶ હમવી લિખિત ગ્રંથ 'મુઅજમુલ બુલ્દાન'

❷ 'ફુતૂહુલ બુલ્દાન'

હિ.સ. ૧૫૯ માં અબ્દુલ મલિક ઈબ્નુશ્શિહાબ અલ મુસ્મિઈને પૂરતી યુદ્ધ સામગ્રી આપીને જિહાદ માટે રવાના કર્યો. તેની સાથે સ્વયંસેવકોનું દળ પણ હતું. તાબિઈન હોવાનું ગૌરવ પ્રાપ્ત કરનાર અબૂબક્ર રબીઅ બિન સબીહ અસ સા'દી અલ બસરી (રહ.) પણ તેમાં સામેલ હતા. હદીસ શરીફના (વિષય)માં પુસ્તક લખનાર તેઓ પ્રથમ શખ્સ છે.

ચલપી (નામના વિદ્વાન લેખકે પોતાના પુસ્તક) 'કશ્ફુઝ ઝુનૂન'માં લખ્યું છે :

**'હુ-વ અવ્વલુ મન સન્ન-ફ ફિલ ઈસ્લામ'❶**

આ મોટી ફોજ હિ.સ. ૧૬૦ (ઈ.સ. ૭૭૮)માં 'બારબુદ'❷

---

❶ કિતાબ લખનાર તેઓ પહેલા મુસ્લિમ શખ્સ છે.

('સહીફએ હુમ્મામ બિન મુનબ્બહ' જેવા હદીસના પ્રાચીન સંગ્રહો હાલમાં જ મળી આવ્યા હોવાથી હઝરત રબીઅ (રદિ.) હવે પહેલા મુસન્નિફ (લેખક) રહ્યા નથી.

'કશફુઝ ઝુનૂન'માં ચલપીએ તેમને ઈસ્લામના સૌથી પહેલાં કર્તા વર્ણવ્યા હતા, પણ પાછળના સંશોધનના કારણે તેમનાથી પણ પહેલાંના કર્તાઓ મળી આવ્યા છે.)

**મૌલાના હબીબુર્રહમાન ગઝનવી**
'આબે હયાત' (ગુજરાતી માસિક, અમદાવાદ)
અંકઃ ફેબ્રુઆરી, ૧૯૬૩ પાનું ૧૯

❷ 'બારબુદ' મૂળ કયા નામનું અપભ્રંશ છે અને એ કયાં આવેલું હતું તેની મને હજુ ચોકકસ ખબર નથી. અરબી ઈતિહાસોમાં એ સિંધનું કોઈ શહેર હોવાનું દર્શાવ્યું છે, પરંતુ મને એમાં શ્રદ્ધા બેસતી નથી. હિન્દુસ્તાનના દરેક શહેરને 'સિંધ' દર્શાવવાની

(ફૂટનોટ પાના ૯૧ પર ચાલુ)

(ભાડભૂત) પહોંચી અને મહાન વિજયો પ્રાપ્ત કર્યા. તે સમયે દરિયામાં પ્રતિકૂળ હવામાન હતું. અબ્દુલ મલિકે થોડા દિવસ થોભીને અનુકૂળ હવામાનની રાહ જોવાનું યોગ્ય માન્યું. તે વખતે એકાએક રોગચાળો ફાટી નીકળ્યો, જેમાં ૧૦૦૦ (એક હજાર) માણસો મૃત્યુ પામ્યા.

રબીઅ બિન સબીહનો પણ એ જ બિમારીમાં ઈન્તેકાલ થયો અને (ભાડભૂત)ની ધરતીમાં જ આપને દફન કરવામાં આવ્યા.❶

ગુજરાતની ધરતીને પ્રાપ્ત થયેલું આ બીજું ગૌરવ છે. એની સોડમાં એક એવો સપૂત સૂતો છે, જે હદીસ વિદ્યાનો પ્રથમ લેખક છે, બલકે 'કશ્ફુઝ ઝુનૂન' (પુસ્તક)ના કર્તાના મત પ્રમાણે તેઓ મુસલમાનોમાં પુસ્તક લખનારા પ્રથમ શખ્સ છે.

## ગુજરાત પર મહમૂદ ગઝનવીનો હુમલો

એ પછી સુલતાન મહમૂદ ગઝનવીને ગુજરાતનો વિચાર આવ્યો. તે ત્રીસ હજારનું લશ્કર લઈ હિ.સ. ૪૧૬ (ઈ.સ. ૧૦૨૬)માં મુલતાન આવ્યો. ત્યાંથી ગુજરાત તરફ આગળ વધવાનો ઈરાદો કરી લીધો. રસ્તો ખૂબ જ મુશ્કેલ અને વિકટ હતો, પાણીની અછત હતી, પરંતુ શાહી નિર્ધારની સામે કોઈ મુશ્કેલી આડે આવી ન

---

(પાના ૯૦ ની ફૂટનોટ નં ૨ ચાલું)

આરબ ઈહિતસકારોની પ્રથા છે. મારું અનુમાન એવું છે કે તે 'ખલીજે કંબાયા' (ખંભાતના અખાત)માં કયાંક હતું.

**(મૂળ ઉર્દૂ પુસ્તકમાં લેખકની ફૂટનોટ)**

'બારબુદ' નામ મૂળ 'ભાડભૂત'નું અપભ્રંશ છે અને તે ભરૂચની પાસે આવેલું છે. **(અનુવાદક)**

❶ 'તારીખ ઈબ્ને ખલ્લદૂન' અને 'કામિલ ઈબ્નુલ અસીર'

શકી. રણોને વટાવતો તે અણહિલવાડ પહોંચ્યો. એ રાજા ભીમની રાજધાની હતી. અરબી ઈતિહાસોમાં એને જ 'નહરવાલા' લખવામાં આવેલ છે. પાછળથી એ 'પટ્ટન' (પાટણ) અને અરબીમાં 'ફટ્ટન' નામથી જાણીતું થયું છે.

સુલતાન મહમૂદ અણહિલવાડને ઉપર તળે કરતો આગળ વધ્યો. 'દેલવાડા' તે વખતે બીજા દરજ્જાનું શહેર ગણાતું હતું. તેને પણ જીતી લીધું. ત્યાંથી સોમનાથ તરફ આગળ વધવાનો ઈરાદો કર્યો. સોમનાથ ગુજરાતના સાગર કાંઠે આવેલું હિન્દુસ્તાનનું અતિ વિખ્યાત તીર્થસ્થાન હતું. હવે તે જૂનાગઢ (નામના નવાબી) રાજયની હદમાં પડે છે.❶

સોમનાથમાં મહમૂદની સામે ઘણી મુશ્કેલીઓ આવી, પરંતુ છેવટે તેણે તેના પર કાબૂ મેળવી લીધો. બેશુમાર માલ દોલત લઈને સહી સલામત ગઝની પાછો ગયો.❷

## શિહાબુદ્દીન ઘોરીના અનેક હુમલા

હિ.સ. ૫૭૪ (ઈ.સ. ૧૧૭૯)માં સુલતાત શિહાબુદ્દીન ઘોરીએ મુલતાનના એ જ માર્ગે ફરી પાછો ગુજરાત પર હુમલો કર્યો. તે વખતે ગુજરાત પર જેની સત્તા હતી તેનું નામ પણ રાજા ભીમદેવ હતું. તેની સાથે ભારે અને ભીષણ લડાઈ થઈ. શિહાબુદ્દીન હારી ગયો. આ હારથી મુસલમાનોની હિંમત ભાંગી પડી, પરંતુ થોડા દિવસોમાં લાહોર અને દિલ્હીમાં મહાન વિજયો અપાવીને અલ્લાહે એનો બદલો વાળી આપ્યો.

---

❶ ભારત સ્વતંત્ર થયા પછી જૂનાગઢનું ભારતના પ્રજાસત્તાકમાં વિલીનીકરણ કરવામાં આવ્યું અને હવે એ ગુજરાત રાજયનો એક જિલ્લો છે. (અનુવાદક)

❷ કામિલ ઈબ્નુલ અસીર

હિ.સ. ૫૯૧ (ઈ.સ. ૧૧૯૬)માં અજમેર ફતેહ થયા પછી કુત્બુદ્દીન ઐબકે મોટા ભાગે પોતાના માલિક શિહાબુદ્દીન ઘોરીની પરવાનગીથી ગુજરાત પર બીજી વખત હુમલો કર્યો. નહરવાલા (અણહિલવાડ પાટણ) પહોંચીને રણ મેદાનમાં ભીમદેવને ભારે હાર આપી. તેની પાસે લડાઈનો ખર્ચ વસૂલ કર્યો અને સહી સલામત દિલ્હી પાછો ફર્યો. આ મહાન વિજય છતાં શિહાબુદ્દીન ઘોરીના મહત્વાકાંક્ષી જીવને સંતોષ ન થયો. હિ.સ. ૫૯૭ (ઈ.સ. ૧૨૦૨)માં તેણે કુત્બુદ્દીન ઐબકને ફરી પાછો ગુજરાતના મોરચે રવાના કર્યો. આ વખતે કુત્બુદ્દીને ભીમદેવને હરાવીને નહરવાલા (અણહિલવાડ પાટણ) પર કબજો કરી લીધો.

ભીમદેવે ત્યાંથી નાસી જઈને સુરક્ષિત જગામાં આશરો લીધો. સુલતાન શિહાબુદ્દીનને આ વાતની જાણ થઈ. તેણે વિચાર કર્યો કે જયાં સુધી પોતે યા કુત્બુદ્દીન ગુજરાતમાં ઠરીઠામ ન થશે ત્યાં સુધી કાયદો અને વ્યવસ્થા તેમજ શાંતિ અને સલામતી થઈ શકે એમ નથી. એટલે ભીમદેવ પાસે સાલિયાણું લઈ સંધિ કરી દિલ્હી પાછા આવવા માટે તેણે કુત્બુદ્દીનને હુકમ કર્યો. તેણે હુકમનો શબ્દશઃ અમલ કર્યો અને દિલ્હી પાછો આવી ગયો.❶

## અલાઉદ્દીન ખલજીનો હુમલો અને ગુજરાત પર મુસલમાનોનો કબજો

એ પછી હિ.સ. ૬૯૬ (ઈ.સ. ૧૨૯૮)માં હિન્દુસ્તાનના સૌથી મહાન વિજેતા અને કાયદાઓના ઘડવૈયા સુલતાન અલાઉદ્દીન ખલજીએ ઉલુગખાનને પૂરતી યુદ્ધ સામગ્રી આપીને ગુજરાતને જીતવા માટે રવાના કર્યો.

---

❶ કામિલ ઈબ્નુલ અસીર

તે વખતે ગુજરાતના છેલ્લા રાજા કરણ (ઘેલા)ના હાથમાં રાજયની લગામ હતી. તેણે જાન પર આવીને સામનો કર્યો. પોતાની બધી શકિત ખર્ચી નાખ્યા પછી તેણે દેવગઢ ચાંદામાં આશરો લીધો. તેના હાથી, ઘોડા, ખજાનો અને વૈભવનો તમામ સામાન ઉલુગખાનના હાથમાં આવી ગયો. રાણીઓ અને રાજાની રાજકુંવરી દેવળદેવી રાણી પણ કેદ પકડાઈ. એ સર્વને ઉલુગખાને દિલ્હી રવાના કરી દીધા. નહરવાલા (અલહિલવાડ પાટણ)ને પાટનગર બનાવ્યું અને ત્યાં 'જામિઅ મસ્જિદ'નું બાંધકામ શરૂ કરાવ્યું.❶ ગુજરાતમાં એ કદાચ સર્વ પ્રથમ મસ્જિદ હતી.

એ જ ઉલુગખાનને ગુજરાતવાસીઓ અલપખાન અને અલિફખાન નામે ઓળખે છે.❷

દેવળદેવી રાણીના શિક્ષણ અને કેળવણીની વ્યવસ્થા દિલ્હીમાં શાહજાદીઓની જેમ કરવામાં આવી. સુલતાન અલાઉદ્દીન ખિલજીના મોટા (જયેષ્ઠ) પુત્ર ખિઝરખાન સાથે એના લગ્ન થયા. અમીર ખુસરૂ (રહ.)એ 'મસ્નવી આશિકહ' જેનું નામ 'દુવલરાણી ખિઝરખાન' છે તેમાં એ બંનેની પ્રેમ કહાની ખૂબ જ સુંદર લખી છે. શુભ સ્મરણીય નવાબ હાજી મુહમ્મદ ઈસ્હાકખાનની સહાય અને સૌજન્યથી, 'ખુસરૂ'ની કવિતા શ્રેણીમાં એ મસ્નવી પ્રગટ થઈ ચૂકી છે. એની કેટલીક પંકિતઓ આ રહી :

---

❶ 'તારીખે ફરિશ્તા' (ગુલઝારે ઈબ્રાહીમી) :
કર્તા : મુહમ્મદ કાસિમ બિન મૌલાના ગુલામનબી અસ્તરાબાદી

❷ આ પહેલાં પણ ગુજરાતમાં જામે મસ્જિદો બંધાયેલી હતી. અલાઉદ્દીનનો ભાઈ ઉલુગખાન વિજેતા થયા પછી અલાઉદ્દીનનો સાળો અલપખાન ગવર્નર બન્યો તેણે મસ્જિદ બંધાવી.
(ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

**દુવલરાની કે હસ્ત અંદર ઝમાના,**

**ઝ તાઉસાને હિન્દૂસ્તાન ચગાના.**

**બ રસ્મે હિનદુવાં અઝ નામે નાબશ,**

**દર અવ્વલ બુદ દેવલદે ખિતાબશ.**

**બ નામે આં પરી ચૂં દેવ રહ દાશ્ત,**

**ફુસૂને બંદા ઝાં દેવશ નિગહ દાશ્ત.①**

ઉલુગખાને વીસ વરસ સુધી ગુજરાતમાં ખૂબ સુંદર રીતે રાજ કર્યું. તેણે સમગ્ર રાજયને અશાંતિ અને અરાજકતાથી, ફિત્ના અને ફસાદથી મુકત કર્યું. તેના પછી દિલ્હીના અમીરો ગુજરાતની હકૂમત પર સૂબા (ગવર્નર) તરીકે એક પછી એક નિયુકત થતા રહ્યા. દરેકે પોતાની શકિત અને આવડત પ્રમાણે રાજયમાં સુખ–શાંતિ સ્થાપવાની કોશિશ કરી. તેઓના વૃત્તાંતો છૂટા–છવાયા ફારસી ઈતિહાસ ગ્રંથોમાં મળે છે. કોઈકે, આ સર્વ વૃત્તાંતોને એકત્ર કરીને ગુજરાતનો વિસ્તૃત ઈતિહાસ સંપાદિત કરવાની જરૂર છે. પરંતુ અફસોસ કે હજુ સુધી એ કામ થયું નથી !②

---

① [૧] જેમ હિન્દુસ્તાન સમસ્તના પક્ષીઓમાં મોરનું સૌંદર્ય અનુપમ છે તેમ દુવલરાણી (દેવલ દેવા)નું સૌંદર્ય પણ આજે અજોડ છે.
[૨] હિંદુઓની પ્રથા પ્રમાણે આરંભમાં તેના શુદ્ધ નામ અને ઉપનામ પ્રમાણે તેને 'દેવળદેવા' કહેતા હતા.
[૩] એ અપ્સરાના નામનો એક અંશ પણ દેવ અર્થાત અસુર હતો એટલે સેવકના મંત્ર–તંત્રથી એ અસુરના અનિષ્ટથી એની રક્ષા થઈ.

② ગુજરાતના ઈતિહાસ વિશે પ્રગટ થયેલા કેટલાક ઉપયોગી ગ્રંથો અને તેના લેખકોનો ઉલ્લેખ પ્રો. ખલીક અહમદ નિઝામી સાહેબે પ્રવેશકમાં પૃ. ૫૬, ૫૭ ઉપર કરેલો છે.

# ગુજરાતમાં મુસલમાનોની સ્વતંત્ર સલ્તનત

ફિરોઝ શાહ તુઘલકના જમાનામાં બહમની ખાનદાનની❶ સ્વતંત્ર સલ્તનતની દક્ષિણમાં સ્થાપના થઈ ચૂકી હતી.❷

બંગાળ અને કાશ્મીરમાં પહેલાંથી જ આપખુદ સૂબાઓ હકૂમત કરતા હતા. ફીરોઝ શાહના મૃત્યુ પછી ઔલાદની નાકાબેલિયત અને ઘરકંકાસના કારણે આસપાસના બીજા વિસ્તારોમાં પણ ફિત્નો અને ફસાદ પેદા થઈ ગયાં. ગુજરાતના સૂબા (ગવર્નર)એ પણ બગાવત કરી. તે વખતે ફીરોઝ શાહના પુત્ર મુહમ્મદ શાહના કમજોર હાથોમાં સલ્તનતની લગામ હતી. હિ.સ. ૭૯૩ (ઈ.સ. ૧૩૯૧)માં તેણે પોતાના એક અમીર ઝફર ખાનને ગુજરાતની હુકૂમત સોંપીને રવાના કર્યો.❸

---

❶ ઈરાની મહાપુરુષ બહમનના વંશજ બહમની [ડો. ઝિયાઉદ્દીન દેસાઈ]

❷ વાસ્તવમાં મુહમ્મદ શાહ તુઘલકની નિર્દયતાથી કંટાળીને તેના જ વખતમાં અલાઉદ્દીન હસન બહમનીએ શાહી લશ્કરને ઉપરા ઉપરી પરાજયો આપીને સ્વતંત્રતા મેળવી લીધી હતી. ગુલબર્ગાને તેણે પોતાની રાજધાની બનાવી હતી. એ જ વખતે મુહમ્મદ શાહ તુઘલકનું અવસાન થયું અને ફીરોઝ શાહ તેનો ઉત્તરાધિકારી થયો. તે પોતાની હકૂમતના અસ્તિત્વ અને સ્થિરતામાં ઘેરાયેલો હતો એટલે આ નવોદિત હકૂમતને ઊગતી ડામવાની તેને તક ન મળી. આ સંજોગોમાં અલાઉદ્દીનને દક્ષિણમાં પોતાની શાનદાર હકૂમત સ્થાપવાનો સારો મોકો મળી ગયો. એ જ કારણે મેં એને ફિરોઝ શાહના જમાનાનો બનાવ ગણ્યો છે.

❸ **સંજોગોની ખૂબી જુઓ :**

મુહમ્મદ શાહ અને તેના પુત્ર મહમૂદ શાહે ચાર માણસોને હિન્દુસ્તાનના મોટા પ્રાંતોની હકૂમતો આપી.

(પાના ૯૭ પર ફૂટનોટ ચાલુ)

## ઝફરખાનને ગુજરાત મોકલવામાં આવ્યો

ઝફરખાને ગુજરાત પહોંચીને સર્વ પ્રથમ બગાવતને ડાબી દીધી. તેણે રાજયનો એવો સરસ બંદોબસ્ત કર્યો કે જોત જોતામાં સર્વત્ર સુખ અને શાંતિની સ્થાપના થઈ ગઈ. તે પછી તેણે પોતાની આસપાસના રાજાઓને પોતાના તાબેદાર અને ખંડિયા બનાવવાની તક મેળવી. એની મહેનત અને પરિશ્રમના કારણે એના રાજયની હદ પહેલાં કરતાં ઘણી વિશાળ થઈ ગઈ.

## ઝફરખાને સ્વતંત્ર હુકૂમત સ્થાપી

અહીં ગુજરાતમાં આ કાર્ય ચાલુ હતું ત્યારે દિલ્હીની સલ્તનત દિન પ્રતિદિન તબાહ થઈ રહી હતી. દિલ્હીનો બાદશાહ માત્ર નામનો હતો. ખરું વર્ચસ્વ એના વઝીર ઇકબાલ મલ્લૂ ખાનનું હતું. શાસનના સમગ્ર અધિકારો તેના કબજામાં આવી ગયા હતા.

તૈમૂર ગૌરકાન (લંગ)ની લાલચુ નજર હિન્દુસ્તાન પર લાંબા સમયથી મંડાયેલી હતી. હવે તેના માટે મેદાન સાફ હતું. હિ.સ. ૮૦૧ (ઈ.સ. ૧૩૯૯)માં દિલ્હી પહોંચીને તેણે દિલ્હીની બચેલી

---

**(પાના ૯૬ ની ફૂટનોટ ચાલુ)**

ઝફર ખાનને ગુજરાત મોકલવામાં આવ્યો,
ખિઝર ખાનને મુલતાન મોકલવામાં આવ્યો,
દિલાવર ખાનને માળવા મોકલવામાં આવ્યો,
મલિક સરવરને જોનપૂર મોકલવામાં આવ્યો અને
એ ચારેયે પોતાની સ્વતંત્ર સલ્તનત સ્થાપી.
ખિઝર ખાનને તૈમૂરે દિલ્હીનો બાદશાહ બનાવી દીધો.
દિલાવર ખાન અને મલિક સરવર પોતે જ સ્વતંત્ર થઈ ગયા.
થોડા દિવસ થોભીને છેવટે ઝફર ખાને પણ પોતાના સાથીઓનું અનુકરણ કર્યું.
આમ, દિલ્હીની સલ્તનત માત્ર પંજાબમાં મર્યાદિત થઈને રહી ગઈ.

અઝમત અને ગૌરવને પણ માટીમાં મેળવી દીધાં. ફીરોઝ શાહનું ખાનદાન તબાહ અને બરબાદ થઈ ગયું.

જોનપૂર અને માળવાના સૂબાઓ (ગવર્નરો) સ્વતંત્ર થઈ ગયા. ઝફરખાનને પણ પોતાની સ્વતંત્રતાની જાહેરાત કરવાનો મોકો હતો, પરંતુ ઘણા સમય સુધી એની હિંમત ન ચાલી. આખરે હિ.સ. ૮૧૦ (ઈ.સ. ૧૪૦૭)માં આલિમો અને મશાઈખની વિનંતીથી અને પોતાના મોટા પુત્ર તાતાર ખાનના અતિ આગ્રહથી, 'મુઝફ્ફર શાહ' લકબ ધારણ કરી તેણે પોતાની સ્વતંત્રતાની જાહેરાત કરી દીધી.

દિલ્હીમાં તબાહ થયેલાં ખાનદાનોમાં જેઓ પડતા આખડતા ગુજરાત પહોંચી ગયા તેમને તેણે પોતાની છત્ર છાયામાં લઈને આશરો આપ્યો. આલિમો અને મશાઈખને સંતોષપૂર્વક જીવન વિતાવવા માટે અને એકાગ્રતાપૂર્વક પોતાના પદની ફરજ બજાવવા માટે સગવડો અને સુવિધાઓ કરી આપી. હિ.સ. ૮૧૪ (ઈ.સ. ૧૪૧૨)માં એ લોકપ્રિય બાદશાહ પરલોક સિધાવી ગયા.❶

## અહમદ શાહ પહેલો

મુઝફ્ફર શાહના અવસાન પછી એનો પૌત્ર અહમદ શાહ ગાદી પર બેઠો. એ તાતારખાનનો પુત્ર હતો. તાતાર ખાનનું મૃત્યુ પોતાના પિતાની હયાતીમાં થયું હતું. અહમદ શાહ ભારે પરાક્રમી અને મહત્વાકાંક્ષી બાદશાહ હતો. સર્વ પ્રથમ તેણે પોતાના નામ પર અહમદાબાદ (શહેર)નો પાયો નંખાવ્યો. અમદાવાદને એણે એવી સરસ રીતે વસાવ્યું કે લાંબા સમય સુધી હિન્દુસ્તાનના અજોડ અને અપ્રતિમ શહેર તરીકે એની ગણના થતી રહી.

---

❶ તારીખે ફરિશ્તા

હિંદુ રાજાઓના આક્રમણોથી રક્ષા કરવા તરફ અને પોતાની સરહદોને મજબૂત કરવા તરફ પણ તેણે ધ્યાન આપ્યું. એના કારણે તેને વારંવાર ખૂનખાર યુદ્ધો કરવા પડયા. દરેક યુદ્ધમાં તે વિજેતા થયો. આસ પાસના મોટા મોટા રાજાઓ તેને નજરાણું (ખંડણી) આપવા પર મજબૂર થઈ ગયા. તેના શાસનની સૌથી મોટી સિદ્ધિ તેના કાયદા-કાનૂનો છે. એ કાયદા-કાનૂનો તેણે પોતાના પ્રધાનોના સલાહ-સૂચનોથી ઘડયા હતા. એ કાયદા કાનૂનો મુઝફ્ફર શાહ હલીમના જમાના સુધી અમલમાં રહ્યા.

લગભગ બત્રીસ વરસ રાજ કરીને હિ.સ. ૮૪૩ (ઈ.સ. ૧૪૪૦)માં એનું અવસાન થયું.

## મુહમ્મદ શાહ

અહમદ શાહના અવસાન પછી એનો પુત્ર મુહમ્મદ શાહ ગાદીએ બેઠો. તે શાંતિપ્રય અને ઉદાર પ્રકૃતિનો હતો. તેની સખાવતો અને ઉદારતાના કારણે લોકો તેને 'ઝર બખ્શ' (સુવર્ણદાતા-ધનદાતા) તેમજ 'લક બખ્શ' (લાખનું દાન કરનાર) કહેતા હતા. એના જમાનામાં માળવાના બાદશાહ મહમૂદ શાહ ખલજીએ ગુજરાત પર ચઢાઈ કરી. વઝીરોએ તેને સામનો કરવા માટે ઘણો સમજાવ્યો, પરંતુ તે માન્યો નહિ. વઝીરોને એવું લાગ્યું કે એ ભાગી જવા ચાહે છે. એટલે લાચારીએ તેને ઝેર આપીને મારી નાંખ્યો અને તેના પુત્રને ગાદીએ બેસાડયો.

નવ વરસ કરતાં કંઈક ઓછું રાજ ભોગવીને હિ.સ. ૮૫૫ (ઈ.સ. ૧૪૫૧)માં તેનું અવસાન થયું.

## કુત્બુદ્દીન અહમદ શાહ

મુહમ્મદ શાહના મૃત્યુ પછી એનો મોટો પુત્ર કુત્બુદ્દીન ગાદી

પર બેઠો. તેણે પોતાનું નામ અહમદ શાહ રાખ્યું.❶ એના પિતાની ખોટ પૂરી દે એવી દિલેરી અને બહાદુરી તેનામાં હતી. સર્વ પ્રથમ તેણે મહમૂદ શાહ ખિલજીનો સામનો કર્યો અને તે પછી તેને અનેક વખત હરાવ્યો.

તે પછી મેવાડના રાણા કૂંભાએ નાગોર પર હુમલો કર્યાની તેને ખબર મળી. તે વાયુવેગે વીજળીની જેમ તેના પર ત્રાટક્યો અને તેને પણ પરાજિત કર્યો. રાણાએ ચિત્તોડમાં આશરો લીધો. એ ત્યાં પણ પહોંચ્યો અને આબૂનો ગઢ જીતીને રાણા પાસેથી ખંડણી વસૂલ કરી, અને ભવિષ્યમાં તે કદાપિ નાગોર તરફ રુખ નહિ કરશે એવું તેની પાસે બાંહેધરી પત્રક લખાવી લીધું.❷

હિ.સ. ૮૬૩ (ઈ.સ. ૧૪૫૯)માં આઠ વરસ કરતાં કંઈક વધારે રાજ ભોગવી તેનું અવસાન થયું.

## મહમૂદ શાહ પહેલો

કુતબુદ્દીનના મૃત્યુ પછી એનો નાનો ભાઈ ફતેહખાન 'મહમૂદ શાહ' લકબ ધારણ કરીને, ચૌદ વરસની ઉંમરે રાજગાદી પર

---

❶ નામ અહમદ હતું અને કુત્બુદ્દીન લકબ ધારણ કર્યો.

❷ રાણા કૂંભાએ નજરાણામાં ૧૪ (ચૌદ) મણ (આશરે સાડા પાંચ ટન !) સોનું અને બે હાથીઓ આપ્યા હતા. ચિત્તોડનો એક મણ આપણા ૮૪ (ચોર્યાસી) શેર (આશરે ચાલીસ કિલો)નો થતો હતો.

અમદાવાદની ધરતી પર જયાં આજે લોકો 'કાંકરીઆ' ઉપર ચોપાટીની મોજ માણી રહ્યાં છે તે 'હોઝે કુત્બી' સુલતાન કુત્બુદ્દીન અહમદ શાહે જ બંધાવ્યો હતો.

સૈયદ કાસિમ અલી પીરાણાવાલા
'આબે હયાત' એપ્રીલ ૧૯૬૩ પા. ૨૪

બેઠો. રાજ કારભાર ચલાવવા માટે જરૂરી તમામ ગુણો અને ખૂબીઓ ખુદાએ તેને અર્પણ કરેલાં હતાં.

તેણે જૂનાગઢ અને ચાંપાનેરના રાજાઓ પર લશ્કરી આક્રમણ કર્યું અને બંને રાજયોને પોતાના તાબા હેઠળના પ્રદેશમાં સંલગ્ન કરી દીધા.

મહમૂદ શાહ ખલજીએ દક્ષિણ પર લશ્કરી આક્રમણ કર્યું ત્યારે દક્ષિણ વાસીઓની મદદ માટે તેણે એક અઝીમુશ્શાન ફોજ રવાના કરી, જેના કારણે મહમૂદ શાહને ખાલી હાથે પાછા ફરવું પડયું.

બુરહાનપૂરના બાદશાહોને જ્યારે પણ જરૂર પડી ત્યારે તેણે તેઓને મદદ કરી. ખુદ પોતાના પ્રજાજનોને તેણે એવા પ્રોત્સાહિત કર્યા કે સમગ્ર રાજયપ્રદેશ લીલોતરી, હરિયાળી અને રસાળતામાં બાગે બહાર–વસંતના બગીચા સમાન નજર આવવા લાગ્યો. ગામો અને કસ્બાઓ આબાદ અને સમૃદ્ધ થયાં. અમદાવાદ હુન્નર અને ઉદ્યોગનું કેન્દ્ર બની ગયું. સુરત, ભરૂચ, માહીમ, ખંભાત, દીવ અને દમણ વગેરે ગુજરાતના બંદરો ધીકતા અને ધમધોકાર વેપારના કારણે ખૂબ આબાદ અને રોનકદાર થઈ ગયાં.

- નહરવાલા (અણહિલવાડ પાટણ), વડોદરા, સુલતાનપૂર, અહમદનગર વગેરે શહેરોનો વિકાસ કરવામાં આવ્યો.
- ચાંપાનેર નજીક મુહંમદાબાદ,
- જૂનાગઢ નજીક મુસ્તફાબાદ અને
- અમદાવાદથી બાર કોસ (લગભગ ત્રીસ કિલોમીટર) દૂર મહમૂદાબાદ (મહેમદાવાદ) નામના જુદા જુદા શહેરો વસાવવામાં આવ્યાં.
- દરેક જગાએ મદ્રસાઓ (પાઠશાળાઓ) અને ખાનકાહો (આધ્યાત્મિક કેન્દ્રો) બનાવવામાં આવ્યાં.

- સિકંદર શાહ લોદીએ ભેટો મોકલીને મહમૂદ શાહ સાથે મૈત્રી બાંધવાની ઈચ્છા જાહેર કરી.

  સિકંદર લોદીનું કથન હતું :

  **'મદારે પાદશાહે દેહલી બર ગંદુમ વ જવારસ્ત વ બુન્યાદે બાદશાહે ગુજરાત બર મરજાન વ મરવારીદ કે હસ્તાદ વ ચહાર બંદર દર વક્તે બાદશાહે ગુજરાતસ્ત'.①**

ચોપ્પન વરસ સુધી સફળતાપૂર્વક હકૂમત કર્યા પછી હિ.સ. ૯૧૭ માં મહમૂદ શાહનું અવસાન થયું.

## મુઝફ્ફરશાહ હલીમ

મહમૂદ શાહના પુત્રનું નામ મુઝફ્ફર શાહ હતું. 'હલીમ' (સહિષ્ણુ) સ્વભાવના કારણે મુઝફ્ફર શાહ હલીમ નામે પ્રખ્યાત થયો. તે નેક, સદગુણી અને પોતાના ઉત્તમ પૂર્વજોનો સાચો ઉત્તરાધિકારી હતો. મહમૂદ શાહ પછી તે તાજ અને તખ્તનો માલિક થયો.

- વિદ્યા-કળાનું શિક્ષણ તેણે અલ્લામા મુહમ્મદ બિન મુહમ્મદ-અલ-ઈજી પાસે મેળવ્યું હતું.
- હદીસ અલ્લામા જમાલુદ્દીન મુહમ્મદ બિન ઉમર બહરક પાસે પઢી હતી.

---

① 'મિરઆતે સિકંદરી'
કર્તા : મિરઝા સિકંદર બિન મુહંમદ અકબર ગુજરાતી
(સિકંદર બિન મન્જૂ ગુજરાતી)

**ફારસી અવતરણનો ભાવાર્થ :**

'દિલ્હીના બાદશાહોનો આધાર ઘઉં અને જુવાર પર છે, પરંતુ ગુજરાતના બાદશાહોનો આધાર (સાગરમાંથી મળતાં) મરજાન અને મરવારિદ (વગેરે વિવિધ પ્રકારના) મોતીઓ પર છે, કારણ કે ગુજરાતના બાદશાહોના તાબા હેઠળ ચોર્યાશી બંદરો છે.'

- કુર્આન મજીદને હિફ્ઝ (મોઢે) કરી લેવાનું ગૌરવ એને એવી ઉંમરમાં પ્રાપ્ત થયું, જેના વિશે શેખ સા'દી (રહ.) ફરમાવે છે :

**'દર અય્યામે જવાની ચુનાં કે ઉફતદ દાની'①**

આ ફઝલ અને કમાલની સાથે તેણે તકવા અને અઝીમતની ખુદાદાદ (ઈશ્વરદત્ત) દૌલત પણ મેળવી હતી.

- જિંદગી ભર હદીસના સ્પષ્ટ આદેશો પર અમલ કર્યો.
- હંમેશા બાવુઝૂ રહેતા.
- નમાઝ જમાઅતની સાથે પઢતા.
- જિંદગીમાં કદી રોઝાનો ત્યાગ કર્યો નથી.
- શરાબ અને ધૂમ્રપાન કદી કર્યું નથી.
- કોઈના પર કયારેય અયોગ્ય સખતાઈ કરી નથી કે અત્યાચાર કર્યો નથી.
- અપશબ્દોથી કયારેય પોતાનું મોહું ગંદું કર્યું નથી.
- વધુ વિસ્મયકારક એ છે કે એ પવિત્ર પુરુષમાં સૈનિક અને સત્તાધીશ તરીકેના ગુણો પણ સર્વોત્તમ કક્ષાના સામેલ હતા.

ઈતિહાસમાં માળવાના તેમના મહાન વિજયોનું વર્ણન વાંચો અને તેનાથી તેમના અતિ સર્વોત્તમ શિષ્ટાચાર અને માનવતાનો અંદાજો લગાવો. તેમણે લગભગ ચૌદ (૧૪) વરસ રાજ કરીને હિ.સ. ૯૩૨ (ઈ.સ. ૧૫૨૬)માં (પરલોકના) અનંત જીવન તરફ પ્રયાણ કર્યું.

---

① **ભાવાર્થ** : યુવાવસ્થામાંથી જે પસાર થયો હોય તે જ એના (સંવેદનો) વિશે જાણી શકે.

## બહાદુર શાહ

મુઝફ્ફરશાહ પછી તેનો પુત્ર સિકંદર શાહ ગાદી પર બેઠો, પરંતુ થોડા દિવસો પછી તેના એક અંગત નોકરે તેને કતલ કર્યો. એટલે તેનો ભાઈ બહાદુર શાહ ગાદી પર બેઠો.

બહાદુર શાહ ખરેખર નામ પ્રમાણે જ ગુણ પણ ધરાવતો હતો. તેના ગાદી પર બેસતાની સાથે જ હિન્દુસ્તાનમાં હલચલ મચી ગઈ.

✦ દક્ષિણના બાદશાહોના ધ્વજો નીચા નમી ગયા.

✦ નિઝામ શાહે અહમદનગર (દક્ષિણ)માં,
ઈમાદ શાહે વરાડમાં અને
મુહમ્મદ શાહે બુરહાનપૂરમાં
એના નામના ખુત્બા પઢાવ્યા,

✦ માળવાની અઝીમુશ્શાન સલ્તનતને ગુજરાતની સુરક્ષિત સીમાઓમાં મેળવી દેવામાં આવી.

✦ ચિત્તોડ અને રણથંભોરના ગગનચુંબી કિલ્લાઓ સરળતાથી જીતી લેવામાં આવ્યા,

✦ બયાનાનો ગઢ કબજે કરી લેવામાં આવ્યો,

હવે એના પછી આગ્રા અને દિલ્હીનો નંબર હતો, પરંતુ ભાગ્ય રૂઠે છે તો પુરુષાર્થ કંઈ કામ આવતો નથી.

નમક હરામ રૂમીખાનના કાવતરાના કારણે હુમાયૂંના મુકાબલામાં તેની હાર થઈ, અને પોર્ટુગીઝોની ગદ્દારીના લઈને હિ.સ. ૯૪૩ (ઈ.સ. ૧૫૩૭)માં તેને કતલ કરી દેવામાં આવ્યો. પોર્ટુગીઝોએ ગોવા બંદર બીજાપૂરના બાદશાહો પાસેથી પ્રાપ્ત કરેલું હતું એટલે પ્રથમથી જ તેઓનો એના પર કબ્જો હતો. હવે દીવ

બંદર પર પણ તેમણે કબજો મેળવી લીધો, જે તે પછી કયારેય મુસલમાનોના હાથમાં પાછું આવ્યું નહિ.❶

## મહમૂદશાહ બીજો

બહાદુરશાહ પછી એનો ભત્રીજો મહમૂદશાહ ગાદીએ બેઠો. વિદ્વાનોની કદર કરવામાં તે પોતાના પૂર્વજોથી કમ ન હતો. દા'વતોમાં એનો નિયમ હતો કે પોતાના હાથમાં આફતાબા (નાળચાવાળો લોટો) લઈને વિદ્વાનોના હાથ ધોવાડતો હતો. તેના જમાનામાં, હિન્દુસ્તાન જેના પર ગર્વ કરી શકે એવા શેખ અલી મુત્તકી (રહ.) બે વખત હિન્દુસ્તાન પધાર્યા અને તેના જ જમાનામાં મક્કા મુઅઝઝમામાં બાબુલ ઉમ્રાની નજીક એક અઝીમુશ્શાન મદ્રસો સ્થાપવામાં આવ્યો. એમાં અલ્લામા શિહાબુદ્દીન ઈબ્ને હજર મક્કી (રહ.) અને ઈઝઝુદ્દીન અબ્દુલ અઝીઝ ઝમઝમી વગેરે ઉલમા શિક્ષકો તરીકે સેવા બજાવતા હતા.

એ ઉપરાંત અનેક ધર્મશાળાઓ અને મદ્રસાઓ મક્કા મુઅઝઝમામાં બાંધવામાં આવ્યાં. આટલા પર જ સંતોષ ન માનતા મહમૂદશાહે ખંભાતના અખાતના એક બંદરની સમગ્ર આવક માત્ર પવિત્ર હરમૈન (મક્કા–મદીના)ના રહેવાસીઓ માટે વક્ફ કરી દીધી હતી. ત્યાંથી એક લાખ અશરફીઓ (સોના મહોર)ની કિંમતનો માલ જિદ્દા મોકલવામાં આવતો હતો અને તેને મોકલવાનો જે કંઈ ખર્ચ થતો તે શાહી ખઝાનામાંથી ચૂકવવામાં આવતો. એ માલના વેચાણથી જે કંઈ આવક થતી હતી તે સર્વ પવિત્ર હરમૈનના રહેવાસીઓને વહેંચી દેવામાં આવતી.❷

---

❶ 'મિરઆતે સિકંદરી'
❷ 'ઝફરુલ વાલિહ' લેખક : મુહંમદ બિન ઉમર આસફી

કેટલાક નમક હરામ લોકોની ગદ્દારીના કારણે આ દાનવીર બાદશાહને હિ.સ. ૯૬૧ (ઈ.સ. ૧૫૫૪)માં કતલ કરવામાં આવ્યો.

મહમૂદ શાહના શહીદ થયા પછી ગુજરાતની સલ્તનત જાણે બાળકોનો ખેલ- તમાશો બની ગઈ. પરિણામે હિ.સ. ૯૮૯ (ઈ.સ. ૧૫૮૧)માં અકબર શાહ તૈમૂરીએ એના પર કબ્જો કરી લીધો. અને થોડા સમયના મનોમંથન પછી પોતાના રાજયમાં એનું વિલીનીકરણ કરી દીધું.

**'વલ્અરદુ લિલ્લાહિ યુરીષુહા મંય્યશાઅ'**

ધરતી ખુદાની છે જેને ચાહે તેને આપી દે છે.

## ગુજરાતના બાદશાહોની વિશિષ્ટ શાસન પદ્ધતિ

આ મુબારક (કલ્યાણકારી) ખાનદાને એકસો ચોર્યાસી (૧૮૪) વરસ સુધી ગુજરાતમાં રાજ કર્યું અને પોતાના રાજ-અમલનો એવો સુંદર નમૂનો રજૂ કર્યો કે જેની જોડ હિન્દુસ્તાનના ઈતિહાસમાં જવલ્લે જ મળી શકે છે.

એક તરફ તેમના રોબ અને દબદબાની એવી ધાક હતી કે રાજપૂતાના (રાજસ્થાન)નો રાણા સાંગા રાતે જંપીને ઊંઘી શકતો ન હતો. ચિત્તોડ અને રણથંભોરના ગગનચુંબી કિલ્લાઓ જેને જીતવા દિલ્હીના અઝીમુશ્શાન બાદશાહોએ વર્ષો સુધી નિષ્ફળ જોર અજમાવ્યું હતું તે મહિનાઓમાં શરણે થઈ ગયા.

માંડૂગઢ❶ જે માળવાની હકૂમતની ચાવી સમાન હતો તે એક જ શાહી નિર્ધારમાં ફતેહ થઈ ગયો. આવા બળ અને શક્તિ હોવા છતાં શાણપણ અને ઠરેલપણું કેવા હતા તે પણ જરા જુઓ.

---

❶ મંડપદુર્ગ, માંડવગઢ, માંડૂ

માળવાના બાદશાહોએ લગભગ સો વરસ સુધી ગુજરાતના સુલતાનો પર નિષ્ફળ લશ્કરી આક્રમણો કર્યાં. જ્યારે માળવાને મહમૂદશાહ બીજાની ગફલત અને અણઆવડતના કારણે તેના વઝીર મેદનીરાયે હકૂમતની લગામ પોતાના હાથમાં લઈને મહમૂદ શાહને ખસેડી દીધો અને ઈસ્લામી પ્રણાલિકાઓ અને રીત-ભાતને મિટાવીને કુફ્રના રીત-રીવાજોનો પ્રસાર કરવા માંડયો ત્યારે ગુજરાતના સત્તાધીશ મુઝફ્ફર શાહ હલીમ અલૈહિર્રહમહની સ્વાભિમાન અને ગૈરતની રગો ઊછળવા લાગી અને તેણે જબરદસ્ત સેના સાથે માળવા તરફ કૂચ કરી. એકધારી સતત કૂચ કરતો તે માંડુ પહોંચ્યો અને તેને ચારે તરફ ઘેરો ઘાલ્યો. મેદનીરાય સમજી ગયો કે પોતે એકલો સામનો કરી શકે એમ નથી એટલે તેણે રાણા સાંગાને કિંમતી ભેટો આપવાની લાલચ આપીને પોતાની મદદે બોલાવ્યો.

રાણા સાંગા હજુ સારંગપૂર સુધી પણ પહોંચ્યો ન હતો કે મુઝફ્ફર શાહ હલીમે તેનો સામનો કરવા માટે પોતાની વિજેતા સેનાનો અમૂક ભાગ આગળ રવાના કરી દીધો એટલે રાણા સાંગાને આગળ વધવાની હિંમત થઈ શકી નહિ. અને મેદનીરાયને આસપાસથી કુમક મળે તે પહેલાં તેણે ગઢ સર કરી લીધો.

## શુદ્ધ ભાવનાનો ઈસ્લામી નમૂનો

હૃદયંગમ વાત તો એ છે કે ગઢ જીતી લીધા પછી જ્યારે મુઝફ્ફર શાહ હલીમ ગઢમાં દાખલ થયો ત્યારે એની સાથે આવેલા અમીર-ઉમરાવોએ માળવાના બાદશાહોની શાનો શૌકતની વિપુલ સામગ્રી અને ખજાનાઓ તેમજ ધન ભંડારો જોયા અને એ રાજયની સમૃદ્ધિ અને સુખ વૈભવની વાતો જાણી તો તેમણે હિંમત કરીને મુઝફ્ફર શાહને વિનંતી કરી કે :

'આ યુદ્ધમાં લગભગ બે હજાર જેટલી વિશાળ સંખ્યામાં નિડર સવારો શહીદ થયા છે. આટલું બધું નુકસાન ખમવા પછી, જેની અણઆવડતના કારણે મેદનીરાયે કાબૂ મેળવી લીધો હતો એવા (નિર્બળ) બાદશાહને રાજ પાછું સોંપી દેવું યોગ્ય નથી.'

બાદશાહે હા સાંભળતા જ કિલ્લાનું પરિભ્રમણ, અવલોકન અને નિરીક્ષણ થંભાવી દીધું અને ગઢની બહાર નીકળી આવીને મહમૂદ શાહને સૂચના આપી કે તેના (મુઝફ્ફર શાહના) સાથે આવેલા લોકોમાંથી કોઈને પણ ગઢમાં જવા દેવામાં ન આવે !

ગઢમાં થોડા દિવસ રોકાઈ જવા અને આરામ કરવા માટે મહમૂદે બાદશાહને અત્યંત આગ્રહ અને વિનંતી કરી, પરંતુ મુઝફ્ફર શાહે તે સ્વીકારી નહિ. પછી એનું કારણ દર્શાવતા તેણે કહ્યું,

'મેં આ જિહાદ (પવિત્ર ધર્મયુદ્ધ) માત્ર ખુદાવંદે બરહકની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે જ કરી હતી. મને અમીર ઉમરાવોની વાતોથી આશંકા થઈ છે કે કયાંક મારા મનમાં કોઈ ખોટો વિચાર પેદા ન થાય અને મારી શુદ્ધ ભાવના ભ્રષ્ટ ન થાય.

'મેં મહમૂદ પર કંઈ ઉપકાર નથી કર્યો, બલકે મહમૂદનો મારા પર ઉપકાર છે કે તેના કારણે મને જિહાદનું આ સૌભાગ્ય અને બહુમાન પ્રાપ્ત થયાં.'[1]

નવી રોશનીના આ જમાનામાં આ બનાવને ખુદા જાણે લોકો કઈ નજરથી જોશે ! મારા મતે તો આ ઘટના સુવર્ણજળથી લખવા લાયક છે. અને એની પાછળ એટલી બધી શુદ્ધ ભાવના, ઉદારતા,

---

1 'મિરઆતે સિકંદરી'

ત્યાગ, કુરબાની, ઉચ્ચ આદર્શ અને બહાદુરીના દર્શન થાય છે કે ઈતિહાસ એની જોડ રજૂ કરવા માટે અસમર્થ છે.

## ઉન્નત ભાવના અને મહાહિંમતનો બીજો નમૂનો

તેમની ઉન્નત ભાવના અને મહાહિંમતની માત્ર આ એક જ ઘટના નથી, બલકે ગુજરાતનો ઈતિહાસ આ પ્રકારની ઘટનાઓથી ભરપૂર છે. સૌ કોઈ જાણે છે કે ત્યારે ગુજરાતની ચોમેર કંઈ કેટલીયે ઈસ્લામી સલ્તનતો સ્થપાયેલી હતી !

એક તરફ માળવા અને ખાનદેશની હુકૂમતો હતી. બીજી તરફ દખ્ખણનું વિશાળ સામ્રાજય હતું, જેના પર બહમની સુલતાનોએ લાંબા સમય સુધી રાજ કર્યું અને તેમના પતન પછી એ સામ્રાજયના પાંચ ટુકડા થઈ ગયા : બીજાપૂર, અહમદ નગર, વરાડ, બીદર અને ગોલકોંડા. દરેક વિભાગ પર એક નવો રાજવંશ સત્તા પર આવ્યો. તેમાં કોઈ કમજોર હતું તો કોઈ જોરાવર. આ અવ્યવસ્થા અને અંધાધૂંધીનો લાભ લઈને પોતાની સલ્તનતોની હદ વિસ્તારવાનું ગુજરાતના બાદશાહો માટે શકય હતું, પરંતુ ઈતિહાસ દર્શાવે છે કે શુદ્ધ ભાવનાવાળા આ બાદશાહોએ ખોટાં લોભલાલચ અને પ્રલોભનો વડે કયારેય પોતાના પાલવને કલંકિત થવા દીધો નથી.

માળવાના બાદશાહ મહમૂદશાહને પોતાની સલ્તનતનો વિસ્તાર કરવાનો વધારે શોખ હતો. તેણે જયારે પણ દખ્ખણના રાજયો પર ચઢાઈ કરી ત્યારે ગુજરાતના સુલતાનો ખુલ્લી છાતીએ તેની સામે થઈ ગયા. અને તેમની ફોજોએ આગળ વધીને તેને પાછો ભગાડયો. છતાં એ શુદ્ધ ભાવના અને સંસ્કારવાળા બાદશાહોએ દખ્ખણના બાદશાહો પાસે કયારેય યુદ્ધનો ખર્ચ માંગ્યો

નથી કે ન મદદના બહાના હેઠળ પોતાની હદ વિસ્તારવાની ઈચ્છા કરી, ન તેમના પર અહેસાન જતાવ્યો. તેઓ એને પોતાની ફરજ સમજીને કરતા હતા.

એક વખતે, વાજ આવી જઈને, ગુજરાતના બાદશાહ મહમૂદ શાહ પહેલાએ માળવાના બાદશાહ મહમૂદ શાહને લખેલો પત્ર મનન કરવા યોગ્ય છે. એમાં તેના અયોગ્ય લોભ લાલચ માટે ઝાટકણી કાઢેલી છે, અને લખ્યું છે કે,

> 'મુસલમાનોને રંજાડવું અને તેમના રાજય પર આક્રમણ કરવું અને તેને તારાજ કરવું એ મર્દાનગીની રીત નથી. માટે આક્રમણનો વિચાર આપે છોડી દેવો જોઈએ, નહિતર જયારે પણ આપ દખ્ખણ તરફ રુખ કરશો, ત્યારે મને માંડૂમાં પહોંચેલો જોશો.'❶

## અદલ–ઈન્સાફનો નમૂનો

તેઓ એક તરફ તમને જિહાદ અને યુદ્ધ માટે તત્પર તૈયાર નજર આવશે તો બીજી તરફ પોતાની પ્રજાની દેખભાળમાં મગ્ન થઈ ગયેલા દેખાશે. તેમના અદલ–ઈન્સાફની સામે દોસ્ત અને દુશ્મન એકસરખાં નજર આવશે. ભલે એમનો કોઈ નિકટનો સગો–સંબંધી પણ અપરાધ કરતો તો તેને તે જ સજા કરવામાં આવતી હતી, જે કોઈ સાધારણ શખ્સને કરવામાં આવતી હતી અથવા એ અપરાધના બદલામાં કાયદા પ્રમાણે જે સજા થવી જોઈએ તે જ કરવામાં આવતી હતી.

સ્વર્ગસ્થ અહમદ શાહના જમાઈએ યુવાનીના ઘમંડમાં નાહક ખૂન કર્યું. બાદશાહને જાણ થઈ. તેને ગિરફતાર કરીને કાઝીની

---

❶ 'મિરઆતે સિકંદરી'

અદાલતમાં મોકલી આપ્યો. કાઝી સાહેબે બાદશાહના જમાઈને ફાંસીની સજામાંથી બચાવવા માટે મરનારના વારસદારો સાથે વાતચીત કરી અને ખૂનના બદલા રૂપે જે રોકડ રકમ આપવાનો ધારો હતો તેના કરતાં બેવડી રકમ લઈને ખૂનીને માફી આપવા માટે રાજી કરી લીધા. શકય છે કે મરનારના વારસદારો પણ સુલતાનના ધાકના કારણે ખૂનના બદલા રૂપે રોકડ રકમ મળવાને જ ગનીમત સમજયા હોય.

બાદશાહને આ બાબતની જાણ કરવામાં આવી. બાદશાહે ફરમાવ્યું કે :

> 'મરનારના વારસદારો જો કે ખૂનના બદલા રૂપે રોકડ રકમ લેવા માટે રાજી છે, છતાં એનો સ્વીકાર કરવો ન જોઈએ, નહિતર નાહક ખૂનો કરવા માટે ધનવાન લોકોની હિંમત વધી જશે.'

તે પછી હુકમ આપ્યો કે આમ જનતાની હાજરીમાં ખૂનીનું ડોકું ઉડાવી દેવામાં આવે.❶

## રાજયનું નવનિર્માણ

આવા અદલ–ઈન્સાફ સાથે શાસન કરતાં તમે તેમને જોશો કે તેઓ :

- ✦ પ્રજાજનોની સંભાળ અને દેખભાળ રાખવામાં,
- ✦ નિરાધારો, અનાથો અને વિધવાઓની સહાય કરવામાં,
- ✦ ઉલમા અને મશાઈખને પ્રોત્સાહન આપવામાં અને

---

❶ 'મિરઆતે સિકંદરી'

- રાજયની આબાદી અને સમૃદ્ધિ માટેના શ્રેષ્ઠતમ ઉપાયો કરવામાં મશ્ગૂલ છે.
- રાજયના જંગલો અને ઝાડીઓને સાફ કરવામાં આવે છે,
- શહેરો અને કસ્બાઓની આબાદી માટે પ્રયત્નો કરવામાં આવે છે,
- ઈમારતો નિર્માણ થાય છે,
- વાડીઓ અને વાટિકાઓ તૈયાર થાય છે,
- જે ફળો અને ફૂલો હજુ સુધી ગુજરાતમાં પહોંચ્યા ન હતા તેના છોડ અને કલમો દૂર દૂરના સ્થળોએથી મંગાવીને રોપવામાં આવે છે.
- ઈરાન અને ખુરાસાનના હુન્નર ઉદ્યોગના જાણકારો અને કારીગરોને તેડવામાં આવે છે. તેઓ ફુવારા અને જળધોધ તૈયાર કરે છે.
- મોટા મોટા વિશાળ અને ઊંડા તળાવો અને સરોવરો તૈયાર કરાવીને તેની મધ્યમાં ટાપુ પર લીલાંછમ બાગો અને પ્રકાર પ્રકારની ઈમારતોનું નિર્માણ થાય છે, નૌકાઓમાં બેસીને લોકો ત્યાં જાય છે અને તેમનાં દિલ અને દિમાગ પ્રફુલ્લિત થઈ જાય છે.
- કેરી, અંજીર, કેળાં, સંતરા, દ્રાક્ષ, દાડમ, કમરખ, ફાલસા, નારિયેળ, જાંબુ, આમળાં, ચાંપા, રાયણ વગેરે ફળો અને ગુલાબ, સેવંતી, ચંપો, ચમેલી, બેલા, મોગરો, જૂઈ, કેતકી, કેવડો, વગેરે ફૂલો અને પુષ્પો દૂર દૂરથી મંગાવીને બાગોને એનાથી સજાવવામાં આવે છે.
- અમીરો એક બીજા પર સરસાઈ મેળવવા પડાપડી કરે છે.

✦ રસપ્રદ વાત તો એ છે કે રાજયના વિકાસ અને વૃદ્ધિનો માત્ર આટલાથી જ સંતોષ માનવામાં આવતો નથી, બલકે જાહેર આમંત્રણ આપવામાં આવે છે કે જે શખ્સ ફળાઉ વૃક્ષ રોપશે તેને ઈનામ આપવામાં આવશે. પરિણામે સૌ કોઈને એ ઉત્સાહ થાય છે કે તે પોતાના ઘરની ફરતે ફળાઉ વૃક્ષ રોપીને ઈનામ મેળવે !

મહમૂદ શાહ પહેલાંનું પ્રોત્સાહન તો અહીં સુધી આગળ વધેલું હતું કે પ્રવાસ દરમિયાન રસ્તામાં કોઈ અજાણ્યાના દરવાજા પર પણ કોઈ છોડ નજર આવતો તો સવારી થંભાવી દેવામાં આવતી. તેને બોલાવીને પૂછવામાં આવતું કે તું પાણી કયાંથી લાવે છે ? જો તે કહેતો કે દૂરથી લાવવું પડે છે તો તેના માટે કૂવો ખોદવા માટે હુકમ આપવામાં આવતો અને કંઈક રોકડ નાણાં પણ આપવામાં આવતાં જેથી તે પોતાની પ્રવૃત્તિ એ જ પ્રમાણે સતત ચાલુ રાખે.

કોઈ દુકાન ખાલી નજર આવતી અથવા કોઈ ઘર પડું પડું થતું નજર આવતું તો કારભારીઓ અને અધિકારીઓને બોલાવીને પૂછવામાં આવતું કે એ કેમ વેરાન થઈ ગયું છે ? પછી એની બરબાદીનાં કારણો દૂર કરીને એને ફરીથી આબાદ કરવા માટે વ્યવસ્થા કરવામાં આવતી.[1]

## ખેતીનો વિકાસ

✦ મોસમમાં, તડબૂચ અને શકકરટેટીની વિપુલતા,
✦ કેળાંની લીલીછમ અને ભરપૂર વાડીઓ,
✦ મબલખ પાકથી લહેરાતા ખેતરોની પ્રફુલ્લતા અને

---

[1] 'મિરઆતે સિકંદરી'

- દરેક પ્રકારના પાક માટે કંઈક અંશે જમીનની અનુકૂળતાનું અને મહદ અંશે તે સજાગ બાદશાહોની નેક નિય્યતી અને શુભનિષ્ઠાનું પરિણામ સમજવું જોઈએ.

એક કાળ એવો હતો કે ગુજરાતમાં સારી જાતના ચોખાનો પાક થતો ન હતો. બાજરી, તુવેર અને એવા જ બીજા નિમ્ન કક્ષાના પાકોનું ઉત્પાદન થતું હતું. ઉત્તમ પ્રકારના અનાજની ખેતી ખૂબ જ ઓછા પ્રમાણમાં થતી હતી. ગુજરાતના બાદશાહોએ લોકોને ઉત્તેજન અને પ્રોત્સાહ આપ્યું. ઠેક ઠેકાણેથી ઉત્તમ પ્રકારના બીજ મંગાવીને વહેંચવામાં આવ્યાં. ટૂંક સમયમાં ઉમદામાં ઉમદા પ્રકારના ચોખા પાકવા માંડયા. શેરડીના વાવેતરમાં ખૂબ વિકાસ થયો અને લોકોને ખેતી તરફ એવું ભારે આકર્ષણ થયું કે ગૌચરની જમીનોને પણ ખેતીના લાયક બનાવી દીધી.

મુઝફ્ફર શાહ હલીમના શાસન કાળમાં ઢોરોને ચરવા માટે જમીનની અછત વર્તાવા લાગી ત્યારે લોકોએ બાદશાહને આ બાબતની ફરિયાદ કરી. બાદશાહે પોતાના રાજયના પ્રદેશમાં હુકમ લાગુ કરવો પડયો કે દરેક ગામમાં ઢોરોને ચરવા માટે અમુક ચોકકસ પ્રમાણમાં જમીન અલાયદી રાખવી, જેનો ગૌચર તરીકે ઉપયોગ થાય.❶

## કળા અને કારીગરી

એ બાદશાહોનાં ઉજજવળ દિમાગો માત્ર અહીં જ થંભી ગયાં નથી, બલકે હજુ આગળ વધ્યા છે, જે જગતની સભ્ય અને સુસંસ્કૃત પ્રજાઓને અનુકરણ કરવાનું નિમંત્રણ પાઠવે છે. જે કારખાના અને કાર્યક્ષેત્રો સુધારાને લાયક છે તેમાં સુધારો કરવામાં આવે છે.

---

❶ 'મિરઆતે અહમદી' કર્તા : મિર્ઝા અલી મુહમ્મદ બિન મુહમ્મદ અલી ગુજરાતી

જે કામોથી ગુજરાતીઓ આજ પર્યંત અજાણ હતાં, તેના માટે નુતન માર્ગો શોધવામાં આવે છે. પરિણામે ગુજરાતમાં સેંકડો કારખાનાઓ ખૂલી જાય છે અને સેંકડો પ્રકારની બહુમૂલ્ય, અપ્રાપ્ય અને દુર્લભ વસ્તુઓનું અમદાવાદમાં ઉત્પાદન થવા લાગે છે. શિલ્પકળા, ઝરીભરત, કારચોબ, કાચનું કામ, સુખડ અને હાથીદાંતની મૂલ્યવાન વસ્તુઓ, બારીક મલમલ, કિમખાબ, ઝરબફ્ત (જરી વણાટ), ચિકન, વગેરે એવી એવી વસ્તુઓ હતી જે હિન્દુસ્તાનમાં ખૂબ જ ઊંચા ભાવે વેચાતી હતી. તદ ઉપરાંત અમદાવાદમાં એવો કાગળ બનાવવામાં આવતો હતો કે દૌલતાબાદ અને કાશ્મીરનો કાગળ કેટલીક વિશિષ્ટ ખૂબીઓ ધરાવતો હોવા છતાં સફાઈ અને મુલાયમતામાં એના કરતી ઊતરતી કક્ષાનો ગણવામાં આવતો હતો !❶

'સંગે પઠાની' ('પઠાણી પાષાણ') જે ઈડરના ડુંગરોમાંથી પ્રાપ્ત થતો હતો તેનો ચૂનો છત અને દીવાલો પર ચોપડવામાં આવતો હતો. ગુજરાતના કારીગરો તેને એવી રીતે ઘસીને ચકચકિત બનાવતા હતા કે તેમાં અરીસાની જેમ મોઢું દેખાતું. શાહજહાને 'કિલ્અ-એ મુઅલ્લા'ની ઈમારતોમાં એ જ ચૂનાનું પ્લાસ્ટર કરાવ્યું હતું. જે સેંકડો વરસ વીતી જવા છતાં આજે પણ જોનારાને અચંબો પમાડે છે.❷

મહમૂદશાહ પહેલાએ અમદાવાદથી બાર કોસ (આશરે ત્રીસ કિલોમીટર) દૂર મહમૂદાબાદ (મહેમદાવાદ) નામનું એક શહેર વસાવ્યું હતું. મહમૂદશાહ બીજો જયારે ગાદી પર બેઠો ત્યારે તેણે અમદાવાદ અને મુહંમદાબાદ (ચાંપાનેર)ના બદલે, જે તેના પૂર્વજોના

---

❶ 'મિરઆતે અહમદી' : કર્તા : મિર્ઝા અલી મુહમ્મદ બિન મુહમ્મદ અલી ગુજરાતી

❷ ઉપર પ્રમાણે

કાળમાં પાટનગર હતાં, મુહંમદાબાદને પોતાનું પાટનગર બનાવ્યું અને અમદાવાદથી મુહંમદાબાદ સુધીના માર્ગ પર બંને હારમાં દુકાનો નિર્માણ કરાવીને બજારો બનાવ્યા અને લોકોને પણ પોતાના મકાનો ત્યાં બનાવવા માટે આજ્ઞા આપી. આ રીતે અમદાવાદ અને મુહંમદાબાદ બંને મળીને જાણે એક જ મહાનગર બની ગયું હતું. ધીમે ધીમે તે દરેક પ્રકારના કળા કૌશલ્ય, કારીગરી અને હુન્નર ઉદ્યોગનાં ધામ બની ગયાં.

મિર્ઝા અમીન બિન અહમદ રાઝીએ પોતાના 'હફતે ઈકલીમ' (ગ્રંથ)માં લખ્યું છે :

**'અહમદાબાદ, દારુલ મુલ્કે ગુજરાતસ્ત, બહૈસિયતે લતાફત વ કૈફિયતે આબાદાની વ શહરિય્યત બર તમામ વિલાયતે હિન્દ રુજહાન દારદ વ દર નઝાહતે સાહત વ લતાફતે અબ્નિયહ વ ઈમારાત મુસ્તસ્ના અઝ બુલ્દાને દીગરસ્ત. અગર ગુફતા શવદ દર કુલ્લે બિલાદે આલમ બ ઈન અઝમત વ આરાસ્તગી શહર મૌજૂદ નહ શુદહ ઈગરાક વ મુબાલગા નહ બુદહ બાશદ વ બાઝારહા બર ખિલાફ શહરહાયે દીગર નિહાયત વુસ્અત વ પૈરાસ્તગી દારદ વ દુકાકીનશ દો મર્તબા વ સે મર્તબા દર કમાલે તકલ્લુફ વ ઝીનત સાખ્તા શુદહ.'** ①

---

① **ભાવાર્થ :**

'અમદાવાદ ગુજરાતનું પાટનગર છે. પોતાની સમૃદ્ધિ તથા શહેરીપણાની સરુચિની દ્રષ્ટિએ હિન્દુસ્તાનના તમામ શહેરોમાં સૌથી સુંદર શહેર છે. અન્ય નગરો કરતાં તેની સુંદર ખુલ્લી જગ્યાઓ અને ઈમારતોનું નિર્માણ અન્ય નગરોની તુલનામાં

[ફૂટનોટ પાના ૧૧૭ પર ચાલુ]

મિર્ઝા અલી મુહમ્મદે 'મિરઆતે અહમદી'માં આ ઈબારતને નકલ કરીને લખ્યું છે :

**'આલ હક બ ખૂબીએ આન શહર કમતર ખ્વાહદ બૂદ ખુબાંયે આનરા ઝીનતુલ બિલાદ વ ઉરૂસે મમાલકત ખ્વાનંદ અકમશાએ નાદિરહ બ અમલ મી આયદ વ બઅક્તાફ વ અતરાફે આલમ મી બરંદ વ તુજ્જારે બર્રી વ બહરી અઝાં વ મુન્તફિઅ મી ગરદંદ, મસાજિદ વ બાઝારહાએ મુતઅદ્દદહ દારદ વ દર હવાલીએ શહર સે સદ વ શસ્ત પૂરહ આબાદ બૂદ, ચૂન નૌબતે સલ્તનત બ સુલતાન મહમૂદે સાની રસીદ મહમૂદાબાદ દવાઝદહ કરોહીએ બલદહરા પાયએતખ્તે ખુદ ગર્દાનીદ વ અઝ અહમદાબાદ તા આં જા બાઝારે દો રૂયા સાખ્ત વ મર્દુમશ ફર્મૂદ તા બર અત્રાફે આન ઈમારત સાખ્તંદ કે દર હકીકત અક શહર શુદહ બૂદ, બદતરીજ અરબાબે સનાઈઅ વ બદાઇઅ ફરાહમ આમદ વ બહ તખ્સીસ કારે શેઅરબાફી વ અન્વાએ અકમિશાએ ઝર્રીન વ આબરેશમી અઝ જિન્સે [illegible] વ કતી વ [illegible] વ મખમલ વ [illegible] દૂઝી વ કારચોબ બિનાબર મુવાફિકતે આબોહવા વ ઈસ્મ વ બહાર રાજિહ બર જમીઅ વિલાયતે હિન્દુસ્તાન બર આમદ કે દર અતરાફે આલમ વ અકસાએ બુલ્દાને**

---

(પાના ૧૧૬ બી ફૂટનોટ ચાલુ)

અનોખું છે. સમગ્ર વિશ્વમાં એનાં જેવું ભવ્ય અને સુંદર શહેર બીજું એકે નથી એમ કહેવામાં આવે તો અતિશયોક્તિ નથી. અન્ય નગરોની તુલનામાં એના બજારો અત્યંત વિશાળ અને સુશોભિત છે અને અહીં બબ્બે ત્રણ ત્રણ માળની દુકાનો અત્યંત સુંદર અને મનોહર રીતે નિર્માણ કરવામાં આવેલી છે.'

**ઈરાન વ તૂરાન વ રૂમ વ શામ બા નામો નિશાને કારે ગુજરાત મશહૂર વ મઆરૂફ શુદહ.'**①

જો કે હિજરીસનની દસમી સદીમાં ગુજરાત પર આફત ઊતરી. અકબર બાદશાહની, અન્ય રાજયોને હડપ કરી જવાની લાલસાએ, ગુજરાતને તારાજ કરી દીધું. લાંબા કાળ સુધી આગ્રા અને દિલ્હીના દરબારોંની સજાવટ અને શણગાર ગુજરાતની જ કિંમતી અને દુર્લભ ચીજો વડે થતો રહ્યો.

શાહજહાન શાહઝાદો હતો ત્યારે ગુજરાતના સૂબા તરીકે તેને અહીં મોકલવામાં આવ્યો. અહીંની બનાવટોને નિહાળીને તેણે અમદાવાદમાં એક શાહી કારખાનાની સ્થાપના કરી. એમાં ગુજરાતના નિપુણ અને નિષ્ણાત કારીગરો કામ કરતા હતા.

---

① **ભાવાર્થ :**

સાચે જ આવી ખૂબીવાળા શહેર જવલ્લે જ હશે, એને શહેરોની શોભા અને રાજયની દુલ્હન કહેવામાં આવે છે. અહીં દુર્લભ કાપડ તૈયાર થાય છે. ભૂમિ માર્ગે અને જળ માર્ગે વેપારીઓ એ કાપડ વિવિધ દેશોમાં લઈ જઈને વેચે છે અને કમાણી કરે છે.

અહીં ઘણા જાત જાતના બજારો અને વૈવિધ્યવાળી મસ્જિદો છે. શહેરની ફરતે ૩૬૦ (ત્રણસો સાઠ) 'પૂરા' (અથવા 'પરાં, જેવાં કે 'મીરઝાપૂર', 'જમાલપૂર', 'શાહપૂર'... વગેરે) વસેલા છે. મહમૂદ બીજો બાદશાહ થયો ત્યારે તેણે અમદાવાદથી ૧૨ કોસ (લગભગ ૩૦ કિલોમીટર) દૂર મહમૂદાબાદ (મહેમદાવાદ) શહેર વસાવીને તેને પોતાનું પાટનગર બનાવ્યું. અમદાવાદથી ત્યાં સુધી તેણે રસ્તાની બંને બાજુ બજારો બનાવ્યા અને એના ફરતે ઈમારતો નિર્માણ કરવા માટે લોકોને આદેશ આપ્યો. આમ, બંને શહેરો સંમિલિત થઈને જાણે એક જ શહેર બની ગયું. ધીમે ધીમે હુન્નર ઉદ્યોગના જાણકારો, કલાકારો અને કારીગરો પણ ત્યાં આવીને વસવાટ કરવા લાગ્યા.

[ફૂટનોટ પાના ૧૧૯ પર ચાલુ]

એ જ કારખાનામાં દસ લાખ રૂપિયાના ખર્ચે એક રત્નજડિત તખ્ત (રાજગાદી) અને બે લાખ રૂપિયાના ખર્ચે તલ્વારનો કમર પટ્ટો પોતાના મહાન પિતાને ભેટ આપવા માટે તૈયાર કરાવ્યો. હિજરીસન ૧૦૩૨ (ઈ.સ. ૧૬૨૩)માં જયારે પિતા-પુત્ર વચ્ચે ઝઘડો થઈ ગયો ત્યારે ગુજરાતના દીવાન સફીખાને રાજગાદી તોડી ફોડી નાંખી તેના સિકકા પડાવ્યા અને પટ્ટો શાહજહાનના કર્મચારીઓના હાથે ચઢી ગયો, જે તેને પાછો પહોંચાડી દેવામાં આવ્યો.❶

દિલ્હીમાં 'કિલ્લએ મુઅલ્લા' (લાલ કિલ્લો) અને 'તખ્તે તાઉસ' (મયૂરાસન) તેયાર થયા પછી હિજરીસન ૧૦૪૪ (ઈ.સ. ૧૬૩૫)માં જે દરબાર ભરાયો હતો તેના માટે એક લાખ રૂપિયાના ખર્ચે ઝરી ભરતનો શામિયાનો (મંડપ) એ જ કારખાનામાં તૈયાર થયો હતો. એનું મખમલનું છત્ર, અને સોના-ચાંદીના થાંભલાઓનું અદભુત નકશીકામ અને કોતરકામ અમદાવાદના કારીગરોના કળાકૌશલ્યનું જ પરિણામ હતું.

મિરઝા અલી મુહમ્મદે 'મિરઆતે અહમદી' (ગ્રંથ)માં એનું વિગતવાર વર્ણન કર્યુ છે. તે લખે છે :

---

(પાના ૧૧૮ ની ફૂટનોટ ચાલુ)

વિશિષ્ટ રીતે અહીં કિમાશ નામનું કાપડ તથા ઝરી અને રેશમનું જાત જાતનું કાપડ જેવું કે : કિમખાબ (કિનખાબ), કસ્તી, ઈલાયચા, મખમલ, ચિકન વગેરે વણવામાં આવતું.

આબોહવા, રંગ અને રોનક અનુકૂળ હોવાથી સમગ્ર હિન્દુસ્તાન કરતાં અમદાવાદે વિશિષ્ટ સ્થાન મેળવ્યું અને સકળ વિશ્વમાં, ઈરાન, તુરાન, તુર્કી અને શામ (સિરિયા) વગેરે દેશોના દૂરદૂરના ભાગોમાં પોતાની આગવી લાક્ષણિકતાને લઈને વિખ્યાત થઈ ગયું.

❶ 'મઆસિરુલ ઉમરા', કર્તા : સમ્સામુદૌલા નવાબ અબ્દુર્રઝઝાક ખાન ખ્વાફી વઝીરે દૌલતે આસફિય્યહ દકકન

**'વ દર રોઝે નવરોઝ સાલ હઝાર વ ચહલ વ ચહાર આરપકે મખમલ ઝર બફ્ત કે દર કારખાનએ સરકારેવાલા દર અહમદાબાદ કે હુનરવરાન વ સન્અતગરાને ગુજરાત અન્વાએ સનાઈઅ દર આં બ કાર બુર્દહ બૂદંદ વ બહ યક લક રૂપિયહ મુહય્યહ ગશ્તહ બૂદ વ સાઈબાંહાએ મખમલે ઝરબફ્ત વ સુતૂનહાએ તલા વ નુકરહ બ હુઝૂર ઈરસાલ દાશ્તહ બૂદંદ દરાન જશ્ને નવરોઝ દર પેશે ઐવાને રફીઅ બુન્યાને દૌલતખાનએ ખાસ બર અફરાશ્તહ શુદ વ હમ દરાન નવરોઝ તખ્તે તાઉસી કે બમબલગે યક કરોર રૂપિયહ કે સી હઝાર વ સેહ સદ તૂમાને ઈરાકી બર આમદહ બૂદ જુલૂસ ફરમૂદંદ.'①**

શાહજહાનના શાસન કાળમાં બીજી વખત મખમલની ઝરી વણાટવાળી અને સોનેરી બુટ્ટાઓવાળો શામિયાનો તૈયાર કરવામાં આવ્યો. તેની લંબાઈ ૪૩ ગજ (આશરે ૨૫ મીટર) અને પહોળાઈ ૩૨ ગજ (આશરે ૨૦ મીટર) હતી. પચાસ હજાર રૂપિયાના ખર્ચે અમદાવાદના એ જ સરકારી કારખાનામાં તૈયાર થયો હતો.

---

① **ભાવાર્થ :**

અમદાવાદના સરકારી કારખાનામાં, ગુજરાતના નિષ્ણાત કારીગરો અને હુન્નરના તજજ્ઞોએ, એક લાખ રૂપિયાના ખર્ચે તૈયાર કરેલો જરીવણાટના મખમલનો શામિયાનો અને જરી ભરતનું છત્ર તથા સોના–ચાંદીનાં સ્થંભો, હિ.સ. ૧૦૪૪ (ઈ.સ. ૧૬૩૫)માં નવરોઝના દિવસે બાદશાહની સેવામાં મોકલવામાં આવ્યા.

નવરોઝના ઉત્સવ નિમિત્તે, ગગનચુંબી રાજમહેલના દીવાને આમ સમક્ષ તૈયાર કરવામાં આવેલા એક ખાસ ભવનમાં 'તખ્તે તાઉસ' (મયૂરાસન) પર બાદશાહ બિરાજમાન થયા. એ મયૂરાસનની કિંમત એક કરોડ રૂપિયા હતી, જે ઈરાકના ત્રણ લાખ ત્રીસ હજાર, તુમાન બરાબર થાય છે.

હિજરીસન ૧૦૬૫ (ઈ.સ. ૧૬૫૫)ના જશ્ન (ઉત્સવ)માં એને ઊભો કરવામાં આવ્યો હતો.

મિરઝા અલી મુહમ્મદ 'મિરઆતે અહમદી'માં લખે છે :

**'વહમ દરીન સાલ દર રોઝે જશ્ને કમરીએ ખાકાને ગીતી સિતાન બારગાહે મખમલી ઝર બફત મુગ્રક કલા બત્વૂ બાફ બતૂલે ચહલ વ સેહ ઝરઅ વ અર્ઝે સી વ દો ઝરઅ કે દર કારખાનએ અહમદાબાદ બ મબલગે પંજાહ હઝાર રૂપિયહ મુહય્યા શુદહ બૂદ બર અફરાખ્તહ શુદ.'①**

આલમગીરના શાસનકાળમાં પણ આ કારખાનું સારી રીતે ચાલતું રહ્યું અને સરકારી ફરમાઈશોનું પાલન થતું રહ્યું. કોઈ ચોકકસ ફરમાઈશ (માંગણી)ની તો મને જાણ નથી; પરંતુ ખુદ આલમગીર બાદશાહનું એક લખાણ મને મળ્યું છે, જે વાંચીને તમે એ વાતનું માપ કાઢી શકો છો કે ગુજરાતના વિશે જે કંઈ કહેવામાં આવ્યું છે તે ગુજરાતના ઈતિહાસકારોનો માત્ર કલ્પનાવિહાર નથી; બલકે આલમગીર જેવા કુશાગ્ર અને મર્મભેદુ બાદશાહે પણ ગુજરાતને,

**'ઝૈબો ઝીનતે હિન્દુસ્તાન'**

**[હિન્દુસ્તાનની શોભા અને શણગાર]**

ઠેરવ્યું છે ! અને તેનું પણ એ મંતવ્ય છે કે જે ચીજો અહીં તૈયાર થાય છે તે મજબૂત, અત્યંત ઉમદા અને અતિ મૂલ્યવાન હોય છે.

---

① **ભાવાર્થ :**

અને એ જ વર્ષે ચક્રવર્તી શહેનશાહના 'જશ્ને કમરી' (હિજરી સન પ્રમાણે રાજ્યારોહણના વાર્ષિક દિને) અમદાવાદના કારખાનામાં, પચાસ હજાર રૂપિયાના ખર્ચે, સોના–ચાંદીના તાણા–વાણાં વડે મખમલનો એક શામિયાનો તૈયાર કરવામાં આવ્યો. તેની લંબાઈ ૪૩ ગજ (લગભગ ૩૯ મીટર) અને પહોળાઈ ૩૨ ગજ (લગભગ ૨૯ મીટર) હતી.

હવે તમે તે પત્રનું મનન કરો જે આલમગીરે શાહઝાદા મુહમ્મદ આઝમને લખેલો છે. શાહઝાદા મુહમ્મદ આઝમ તે વખતે ગુજરાતનો ગવર્નર (સૂબો) હતો :

**'આંનવાલા નસબ ગિરામી હસબ દર ફરમાઈશહા વ તસર્રુફહા સલીકએ દુરુસ્તી દારંદ વ દર ગુજરાત કે ગૈબો ઝીનતે હિન્દુસ્તાનસ્ત અહલે કસબ વ અસબાબે હુનર હમહ જિહત મી બાશંદ બિલ ફઅલ કારખાનએ સરકારે મુઅલ્લા કે અઝાં જા મી આયદ પુરકાર વ બેશઝર વ બિસ્યાર ઝર્ક વ બર્ક વ દુરશ્ત વ ગિરાનસ્ત અગરચે :**

**કુલ્લુ શયઈન મા ખલલ્લાહુ બાતિલ**

અમ્મા નઝર બર કરીમહ :

**વઅમલૂ-ન લહૂ મા યશાઅ**

કર્દહ તા અજલે મુસમ્મા કારે બેકારાન બાયદ કર્દ

**અલ્લનસીબ યુસીબ**

**દર કારખાનએ દારુલખિલાફહ શાહજહાંબાદ કમખ્વાબ વ કુલ્બહ ખૂબ મી શુદ. અલહાલ મૌકૂફ શુદહ આન વાલા ગુહર હમાન તૌર બ ફરમાયન્દ દર આં જા ખૂબ ખ્વાહદ શુદ.'** ①

---

① **ભાવાર્થ :**

ફરમાઈશો અને વ્યવહારી વાતોનો ઉપયોગ કરી લેવાની કુનેહ તમે ઉચ્ચ કુલીન અને ખાનદાની નબીરાને પ્રાકૃતિક રીતે જ પ્રાપ્ત થયેલી છે. ગુજરાત હિન્દુસ્તાન સમસ્તની શોભા છે. ત્યાં પ્રત્યેક પ્રકારના હુન્નર અને ધંધા–વ્યવસાયના નિષ્ણાતો મોજૂદ છે.

ત્યાંના સરકારી કારખાનામાં ઉત્પાદિત થઈને અહીં આવતી વસ્તુઓ અતિ સમૃદ્ધ, કિમતી, રોનકદાર તેમજ મોંઘી છે. જો કે

[ફૂટનોટ પાના ૧૨૩ પર ચાલુ]

આ સાક્ષી પછી બીજા નમૂનાઓ રજૂ કરવાની જરૂરત ન હતી; પરંતુ જે નજર સમક્ષ છે તેને છોડવું પણ યોગ્ય લાગતું નથી. વળી, મારા ગુજરાતી મિત્રોના મનોરંજન માટે પણ થોડા અન્ય નમૂનાઓ રજૂ કરું છું.

આલમગીરના અવસાન પછી શાહ આલમ ગાદી પર બેઠો. તેના શાસનકાળમાં પણ ચાર તારલાંઓ અને આભલાંઓની ભાતવાળા, સુંદર અને મજબૂત શામિયાનાઓ (મંડપો) તૈયાર કરવાની ફરમાઈશ (માંગણી) આવી હતી, જેનો ખર્ચ અંદાજે પાસંઠ હજાર રૂપિયા થયો હતો.

'મિરઆતે અહમદી'ની ઈબારત વાંચો :

**'બરાએ સરઅંજામ વ ઈરસાલે ચહાર શામિયાનએ મખમલદોઝી સિતારહદાર ખુશતરહ સંગીન કે બાલાએ તખ્તે મુબારક ઈસ્તાદહ શવદ વ સે અબરહ અબ્રકે દીવાને ખાસ કે બર આવુર્દે આન શસ્ત વ પંજ હઝાર**

---

**[ફૂટનોટ પાના ૧૨૨ની ચાલુ]**

'ખુદાવંદ તઆલાની ઝાત સિવાય દરેક ચીઝ મિથ્યા છે.'

છતાં –

**'વઅમલૂ-ન લહૂ મા યશાઅ'**

એ આયતે કરીમા પર નજર કરીને, સમયાનુસાર બેકારોના કાર્યો કરવા જોઈએ.

**'વન્નસીબો યુસીબ'**

**ભાગ્યમાં હોય તે મળે જ છે.**

પાટનગર 'શાહજહાંનાબાદ'ના કારખાનામાં કિનખાબ, કુતેનહ (સુતરાઉ–રેશમ મિશ્રિત કાપડ) સરસ બનતું હતું; પરંતુ અત્યારે ઉત્પાદન બંધ છે. તમે ઉચ્ચ કુલીન ત્યાં આદેશ આપશો તો ત્યાં પણ એવું સરસ કાપડ તૈયાર થશે.

**રૂપિયહ શુદહ બ દીવાને સૂબહ અહકામ રસીદ.'** ①

રાજા જયસિંગે મુહમ્મદ શાહના શાસનકાળમાં જયપૂર વસાવ્યું. અમદાવાદનો નમૂનો તેની નજર સમક્ષ હતો. પહોળી સડકો અને વિશાળ બજારો નિર્માણ કરાવ્યાં. અમદાવાદના સ્થપતિઓ અને કારીગરોને જયપૂરમાં લાવીને વસાવવાની અને અમદાવાદના વિશિષ્ટ કળાકૌશલ્ય અને ઉદ્યોગને જયપૂરમાં પ્રચલિત કરવાની તેની અભિલાષા હતી.

પોતાની અભિલાષાને પૂર્ણ કરવા માટે અમદાવાદના કારીગરોને તેણે ઈનામ અને ઈકરામ (માન–સંમાન)ની લોભ લાલચ આપી જયપૂર તેડાવ્યા, છતાં તેને ધારી સફળતા ન મળી.

આ ઘટનાનું વિગતવાર વર્ણન 'મિરઆતે અહમદી'માં કરવામાં આવેલું છે :

> **'વ તરફહ ઈં કે આંચે દર બલ્દએ અહમદાબાદ નસ્સાજી વ કસ્સારી વ દકકારી બા રૌનકસ્ત બર ખિલાફે અમકિનએ દીગર બ કાસલએ ગિરોહી બ અમલ આરંદ બખૂબીએ આન નીસ્ત, રાજા જયસિંગ ઝમીંદારે આમેર દર અહદે ફિરદૌસ આરામગાહ મકાનીરા નૌ આબાદ સાખ્તહ બહ જયનગર મૌસૂમ ગર્દાનીદ ખ્વાહિશ નમૂદ કે અજનાસ કે દર અહમદાબાદ**

---

① **ભાવાર્થ :**

બાદશાહ તરફથી (ગુજરાત) પ્રાંતના દીવાનને મળેલા આદેશ અનુસાર પવિત્ર રાજ સિંહાસનની ઉપર તાણવા માટે, મખમલના, સિતારાદાર (તારલાંઓની ઝરી ભરતના) ખુબસુરત ચાર કિંમતી શામિયાના અને દીવાને ખાસ માટે ત્રણ ચંદરવા તૈયાર કરવામાં આવ્યા, જેનો ખર્ચ અંદાજે ૬૫ (પાંસઠ) હજાર રૂપિયા થયો હતો.

**ચાકૂતહ મી શવદ દર આંજા મુરત્તબ શવદ શઅરબાફાન વ નસ્સાજાનરા બ ઈન્આમાત વ મુસાઆતે ઝરબખ્શી તલબ દાશ્તહ કારખાનહા બિના નમૂદહ ચૂન દકકાકી નમૂદન બરંગ વ કિમાશ વ ઝીબાઈએ અહમદાબાદ ન શુદ દકકાકાન ઝાહિર નમૂદંદ કે ચૌબે દરખ્તે ખિરની કે દર આંજાસ્ત વ આલાતે દકકાકી અઝાં મી શવદ ચૂન દરીંજા નીસ્ત શાયદ બિનાબર આન સફા નમી ગીરદ રાજા ચંદ અરાબહ આલાતે દકકાકી અઝ કૂતક વ તખ્તહ અઝ અહમદાબાદ તલબ દાશ્ત અમ્મા ફાયદહ મુરત્તબ ન ગશ્ત.'①**

---

① **ભાવાર્થ :**

અને નવાઈની વાત તો એ છે કે અમદાવાદ શહેરમાં જે વણાટ કામ, ધોલાઈ (પ્રક્ષાલન)નું કામ કે વાટવા કૂટવાનું કામ જેટલું સરસ થાય છે એટલું સરસ કામ અહીં થી માત્ર એક કોસ (આશરે ત્રણ કિલોમીટર) દૂર આવેલા સ્થળે થતું નથી !

રાજા જયસિંગ નામના આંબેરના જમીનદારે ફિરદૌસ આરામગાહ (યાને મુહંમદશાહ)ના શાસનકાળમાં એક નવું શહેર વસાવ્યું અને તેનું નામ 'જય નગર' (જયપૂર) રાખ્યું. અમદાવાદમાં જે વસ્તુઓનું ઉત્પાદન થતું હતું તે વસ્તુઓ 'જય નગર'માં બનાવડાવવાની તેની અભિલાષા હતી. બારીક કાપડના કારીગરો અને વણકરોને ઈનામો અને નાણાંકીય સહાયનું પ્રોત્સાહન આપીને ત્યાં બોલાવ્યા અને ત્યાં અમદાવાદ જેવા કારખાના બંધાવ્યા; પરંતુ અમદાવાદના કાપડ જેવી સુંદરતા અને રંગ તથા કુમાશ પેદા ન થઈ.

ધોબીઓએ કહ્યું કે અમદાવાદમાં રાયણનું લાકડું થાય છે. ધોલાઈના સાધનો અને ઉપકરણો એ લાકડામાંથી બને છે. એ લાકડું અહીં નથી એટલે કદાચ અહીં કાપડમાં સફાઈ આવતી ન હોવાનો સંભવ છે.

રાજા જયસિંગે કેટલાંયે ગાલ્લાઓ ભરીને ધોલાઈના સાધનો, ઉપકરણો, ધોકા, પાટિયાં વગેરે અમદાવાદથી મંગાવ્યા છતાંયે એમાં કંઈ ફેર ન પડયો !

હું માનું છું કે અત્યાર સુધી જે પુરાવાઓ અને પ્રમાણો મેં રજૂ કર્યા છે તે એ વાતની સાબિતી માટે પૂરતાં છે કે ગુજરાતના સુલતાનોની સર્વવ્યાપી પ્રકૃતિ અને અપ્રતિમ ઉદારતાએ ગુજરાતને દરેક પ્રકારના કળા કૌશલ્યનું તથા ઉદ્યોગ અને કસબનું ધામ બનાવી દીધું હતું.

અમદાવાદ વિશે અમીન રાઝીનું કથન :

**'બ હસ્બે લતાફત વ કૈફિયતે આબાદાની વ શહરિય્યત બર તમામ વિલાયતે હિન્દ રુજહાન દારદ'**①

અને આલમગીર (રહ.)નું ગુજરાતને

**'ઝૈબો ઝીનતે હિન્દુસ્તાન'**②

ઠેરવવું, તેના ખૂબ જ સબળ પ્રમાણો છે. એ બે પૈકી એક (અમીન રાઝી) તે છે જે ઈરાનનો વતની છે, જેની સલ્તનતની લગામ સફવીયહ સુલતાનોનાં હાથોમાં હતી, અને પોતાના ઉચ્ચ સંસ્કારો અને સંસ્કૃતિના કારણે તે કાળમાં સમસ્ત વિશ્વમાં ઈરાન અનોખું સ્થાન ધરાવતો દેશ હતો.

બીજા સાક્ષી તે છે જે હિન્દુસ્તાનના સૌથી મહાન શાસનકર્તા છે, બલ્ખ અને બદખ્શાનથી લઈને એક તરફ કારોમંડળના કિનારા સુધીનો અને બીજી તરફ આસામ સુધીનો સમગ્ર પ્રદેશ તેના તાબામાં હતો, એટલે એના તાબા હેઠળના પ્રદેશ વિશે એના કરતાં બીજા કોઈ શખ્સનો અભિપ્રાય વધારે પ્રમાણભૂત અને વિશ્વસનીય હોઈ શકતો નથી.

---

① **ભાવાર્થ :**

(અમદાવાદ) સ્વચ્છતા અને વસ્તી તથા શહેરીપણાની દ્રષ્ટિએ હિન્દુસ્તાનના તમામ શહેરોમાં અગ્રસ્થાન ધરાવે છે.

② **ભાવાર્થ :**

હિન્દુસ્તાનની શોભા અને શણગાર.

પરંતુ –

**યહ બાતેં હૈં જબકી કે કાઈમ જવાં થા**

## વિદ્યા અને કળા કૌશલ્યની કદર

જે અહેવાલ અત્યાર સુધી મેં આપ્યો છે તેનાથી આપ એ વાતનું સાચું માપ કાઢી શકો છો, કે જે રોશન દિમાગ, ઉજજવળ બુદ્ધિવાળા બાદશાહોની કામગીરી આવી ભવ્ય અને મહાન હોય તેમણે વિદ્યા અને કળાના પ્રચાર અને પ્રસારણના માટે શું કર્યું ન હશે ! મારું તો માનવું છે, અને એને હું વિના વાંધે કહી શકું છું કે ગુજરાતના સુલતાનોએ પોતાના દોઢસો–બસો વરસના શાસનકાળ માં, વિદ્યા અને કળાને જે ઉત્તેજન આપ્યું છે, દિલ્હીનો છસો વરસનો ઈતિહાસ એની જોડ રજૂ કરી શકે એમ નથી !

એ માત્ર તેમની કદરદાની અને પ્રોત્સાહનનું પરિણામ હતું, કે શીરાઝ, યમન અને અન્ય ઈસ્લામી દેશોના એવા ચુનંદા અને મહાન આલિમો અને વિદ્વાનોએ ગુજરાતમાં આવીને વસવાટ કર્યો, જેમના ફૈઝથી ટૂંક સમયમાં ગુજરાત માલામાલ થઈ ગયું અને ખુદ ગુજરાતમાં એવા ઉચ્ચ કક્ષાના આલિમો અને વિદ્વાનો પેદા થયા, જેમના ઈલ્મી ફૈઝના જળસિંચનથી આજ સુધી હિન્દુસ્તાનની દર્સગાહો, વિદ્યાલયો અને પાઠશાળાઓ પરિતૃપ્ત થતી રહી છે.

જો આપ એનું સાચું માપ કાઢવા ચાહતા હો તો :

- શેખ અબ્દુલકાદિર હઝરમીના ગ્રંથ 'અન્નૂ રુસ્સાફિર'
- અબૂબક્ર શિલ્લીના ગ્રંથ 'અલ મશ્રઉર્રવી'
- મુહમ્મદ બિન ઉમર આસફીના ગ્રંથ 'ઝફરુલવાલિહ' અને મારી નાચીઝ કૃતિઓ :–

(૧) 'અલઅવારિફ' (૨) 'જન્નતુલ મશ્રિક' અને (૩) 'નુઝહતુલ ખવાતિર' જો પ્રગટ થઈ ગઈ હોય તો તેનું અવલોકન અને મનન કરો.❶

---

❶ આ ત્રણે ગ્રંથો હિન્દુસ્તાનના ઈતિહાસ વિશે છે. ટૂંકમાં એની વિગતો નીચે પ્રમાણે છે :–

**[૧] 'અલ અવારિફ ફી અન્વાઈલ ઉલૂમિ વલ મઆરિફ'**

એમાં વિદ્યા અને કળાનો ઈતિહાસ વર્ણવેલો છે. એની નિરૂપણ શૈલી, આ નમૂના પ્રમાણે છે :

- ✦ હદીસ હિન્દુસ્તાનમાં કયારે આવી ?
- ✦ એનો નિસાબે તા'લીમ (અભ્યાસક્રમ) શું હતો ?
- ✦ એ ફન (વિદ્યા શાખા, વિષય)માં હિન્દુસ્તાનના આલિમો (વિદ્વાનો)ની કૃતિઓ કઈ કઈ છે ?
- ✦ એ ફન (વિદ્યા શાખા, વિષય)માં હિન્દુસ્તાનમાં વિખ્યાત આલિમો (વિદ્વાનો) કોણ કોણ હતા જેમણે એનો વિકાસ કર્યો ?

**[૨] 'જન્નતુલ મશ્રિક વ મત્લિઈન્નૂરિ લિલ મશ્રિક'**

એમાં ત્રણ વિભાગો પાડેલાં છે :–

**પ્રથમ વિભાગ :**

- ✦ એમાં હિન્દુસ્તાનનું ભૌગોલિક વર્ણન વિવિધ રીતે કરેલું છે. એને વાંચવાથી પ્રાચીન અને અર્વાચીન હિન્દની સાચી પરિસ્થિતિનું માપ કાઢી શકાય છે.
- ✦ અહીંની પેદાશ, અહીં પ્રાપ્ત થતી વસ્તુઓ, ફળફળાદીઓ અને ઔષધીય વનસ્પતિઓ વગેરેનું એક એક કરીને વર્ણન કર્યું છે.
- ✦ તમામ ઐતિહાસિક સ્થળો, શહેરો અને નગરોથી માંડીને

[ફૂટનોટ પાના ૧૨૯ પર ચાલુ]

[ફૂટનોટ પાના ૧૨૮ની ચાલુ]

ગામડાંઓ સુદ્ધાંની ભાળ મેળવીને તેમાં જે જે પરિવર્તનો અને ફેરફારો થયાં છે તેનું પણ શક્ય એટલું વર્ણન કર્યું છે.

**બીજો વિભાગ :**

એમાં ઈસ્લામના આરંભકાળથી આજ સુધીના હિન્દુસ્તાનનો ઈસ્લામી ઈતિહાસ વર્ણવેલો છે. એ જો કે સામાન્ય કામ છે, પરંતુ એના અવલોકનથી આપ જાણી શકો કે રિવાયતો (કથનો)ની સત્યતા વિશે કેટલી કાળજી લેવામાં આવી છે. અને જે ઈતિહાસો ફારસી અને ઉર્દૂમાં અત્યારે મોજૂદ છે અને એમાં જે વિભાગો અધૂરા છે, તેને કેટલા શ્રમપૂર્વક પૂર્ણ કરવામાં આવ્યાં છે.

**ત્રીજો વિભાગ :**

આ વિભાગ વસાહતો અને સ્મારકો વિષે છે, જે સંપૂર્ણ લેખકના ઊંડા ચિંતન–મનન, માનસિક પરિતાપ અને અસામાન્ય શ્રમનો પરિપાક છે. એ તદ્દન નવી ચીજ છે.

- ✦ હિન્દના મુસલમાન શાસકોના શાસનના સિદ્ધંતો અને પદ્ધતિઓ, એટલે કે : ન્યાય પદ્ધતિ, સૈન્ય વ્યવસ્થા, યુદ્ધ પદ્ધતિ, દરબારદારી, અવસરો અને પ્રસંગો વગેરેનું અલગ અલગ વર્ણન કર્યું છે.
- ✦ એમાં પટવારી (તલાટી)થી લઈ વઝીરે આ'ઝમ (વડા પ્રધાન) સુધી જેટલા મુલકી અને માલી (આર્થિક) હોદ્દાઓ હતા, તે તમામનું વર્ણન છે.
- ✦ એમાં હિન્દના શાહોએ જનકલ્યાણ અને સાર્વજનિક ઉપયોગ માટે જે ઈમારતો બનાવી છે, દાખલા તરીકે નહેરો, મસ્જિદો, મદ્રસાઓ, દવાખાનાઓ વગેરે તમામનો ઉલ્લેખ છે.

[૩] **'નુઝહતુલ ખવાતિર વ બહજતુલ મસામિઅ વન્નવાઝિર'**

આ પુસ્તકના આઠ ગ્રંથો છે. એમાં હિન્દુસ્તાનના મશાઈખ

[ફૂટનોટ પાના ૧૩૦ પર ચાલુ]

આ ગ્રંથો વાંચવાથી આપની સમક્ષ એક હેરત ભરેલી હકીકત પ્રગટ થશે અને આપને જાણવા મળશે કે માનસિક અને બૌદ્ધિક વિદ્યાઓમાં ગુજરાત જો શીરાઝ હતું તો હદીસ શરીફની સેવાઓના કારણે યમને મૈમૂન (શુભ યમન દેશ) સાથે સમાનતા ધરાવતું હતું.

કેટલાક આલિમો (વિદ્વાનો)એ શેખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી વિશે લખી નાંખ્યું છે કે,

**'અવ્વલ ઉ દર હિન્દુસ્તાન હદીસ આવુર્દ વ નશ્ર કર્દ.'**

[તેઓ સૌ પ્રથમ હિન્દુસ્તાનમાં હદીસ લાવ્યા અને તેનો પ્રસાર કર્યો.]

જો દિલ્હીના સંદર્ભમાં એમ કહેવામાં આવે તો કંઈક અંશે

---

[ફૂટનોટ પાના ૧૨૯ની ચાલુ]

(સંતો), આલિમો, વિદ્વાનો, કવિઓ, વઝીરો, પ્રધાનો અને દરબારીઓ તથા મહાનુભાવોના અહેવાલો ભેગાં કરેલાં છે. હિજરીસન ૧૫ થી અત્યાર સુધી જેટલા જાણીતા અને વિખ્યાત લોકોના વૃત્તાંતો મળી શકયાં એ તમામ એમાં છે.

આ ત્રણે પુસ્તકો વીસ વરસના પરિશ્રમ, માનસિક પરિતાપ અને ચિંતન-મનનનું પરિણામ છે.

જે એના વિશે સાંભળે છે તે પૂછે છે,
'એને છપાવતા કેમ નથી ?!'
હું એનો શું જવાબ આપું !
એનું કારણ આ પુસ્તકના વાચકો જ બતાવે.

**નોંધ** : આમાંથી ૩ (ત્રણ) નંબરનું પુસ્તક પ્રથમ હૈદરાબાદથી પ્રગટ થયું હતું. બીજી વાર નદવતુલ ઉલમા, લખનૌ તરફથી 'અલ-અઅલામ' નામથી ચાર જિલ્દોમાં પ્રકાશિત થયું છે. મોડાસા (ગુજરાત)ના વતની મૌલાના અલી અહમદ નદવીએ રિયાઝમાં તેની નવી આવૃત્તિ પ્રકાશિત કરેલી છે. બીજાં પુસ્તકો પણ છપાયાં છે. 'નદવતુલ ઉલમા', પો.બો.નં.૯૩, લખનૌ 226007 (U.P.)નો સંપર્ક સાંધવાથી વિગતો જાણવા મળશે. [ડો. ઝિયાઉદ્દીન દેસાઈ]

સાચું છે, પરંતુ જો ગુજરાતને પણ આપ હિન્દુસ્તાનનો એક પ્રાંત સ્વીકારો છો તો એ ખોટું અને સાવ ખોટું છે ! શેખ અબ્દુલ હકના ઉચ્ચ સ્થાન વિશે કંઈ શંકા નથી. તેમણે હદીસ શરીફની ભારે સેવા કરી છે. વર્ષો સુધી એનું શિક્ષણ આપ્યું, કિતાબોના અનુવાદો કર્યા, અને આ પવિત્ર વિદ્યાને, જે દુર્લભ અને અપ્રાપ્ય થતી જતી હતી, તેને દરેક નાના મોટા સુધી પહોંચાડી દીધી છે, પરંતુ આ હકીકતનો પણ ઈન્કાર થઈ શકે એમ નથી કે હઝરત શેખનો હજુ જન્મ પણ થયો ન હતો કે તે સમયે ગુજરાતમાં :

- શેખુલ ઈસ્લામ ઝકરિય્યા,
- શમ્સુદ્દીન સખાવી, અને
- અલ્લામા ઈબ્ને હજર મકકીના શાગિર્દોની દર્સગાહો અને શિક્ષણ કેન્દ્રો ખૂલી ગયાં હતાં અને હદીસના તરસ્યાઓ તેનાથી પરિતૃપ્ત થઈ રહ્યા હતા.

## ગુજરાતના મદ્રસાઓ

વર્તમાન કાળમાં જે પ્રમાણે મદ્રસાઓ માટે અલગ ઈમારતો બનાવવાનો અને સાધન સામગ્રી પર બેહદ નાણાં ખર્ચવાનો રિવાજ છે, મુસલમાનોના શાસનકાળમાં કદાપિ ન હતો. જે પ્રમાણે ઈસ્લામનું પવિત્ર શિક્ષણ અને કેળવણી આપણને સાદી જિંદગી અપનાવવાનું સૂચવે છે, અને આપણા જીવન અને મૃત્યુમાં પણ સાદાઈની કાળજી રાખવામાં આવી છે, એ જ પ્રમાણે આપણું શિક્ષણ પણ સાદી રીતથી થતું હતું.

આપણા પીરો મુરશિદ રૂહી ફિદાહૂ [મારી રૂહ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કુરબાન હો.] એ મદીનાની પવિત્ર ભૂમિ પર જે પહેલી ઈમારત બનાવી હતી, અને જેને મસ્જિદે નબવી કહે છે, તે આપણો પ્રથમ મદ્રસો હતો. તેના પછી જેટલી

મસ્જિદો દુનિયામાં તૈયાર થઈ, તેને જ આપ મદ્રસા પણ કહી શકો છો. તા'લીમ અને શિક્ષણની પ્રાચીન પદ્ધતિ એ હતી કે ઉસ્તાદ (શિક્ષક) મસ્જિદમાં આવીને બેસી જતા અને તેમની ફરતે ચોમેર શાગિર્દો અને વિદ્યાર્થીઓનું વર્તુળ રચાઈ જતું હતું.

ઉસ્તાદો અને શિક્ષકો માત્ર અલ્લાહની પ્રસન્નતા માટે મફત શિક્ષણ આપતા હતા અને તેમના શાગિર્દો અને શિષ્યો (રાત્રે) ચટાઈઓ પર સૂઈને અને દીવાનો ધૂમાડો ખાઈને તા'લીમ અને શિક્ષણ મેળવતા હતા. મોટા મોટા શાહઝાદાઓ અને રાજકુંવરોને પણ જો ઈલ્મ પ્રાપ્ત કરવાનું મન થતું, તો તેઓ પણ મસ્જિદોમાં જઈને ઉસ્તાદો સમક્ષ ઘૂંટણો ટેકવીને વિનમ્રતાપૂર્વક બેસી જતા હતા !

આ જ પદ્ધતિ હિજરીસનની ચોથી સદી સુધી સામાન્ય રીતે ચાલુ રહી. એ પછી સૌ પ્રથમ નીશાપૂરમાં મદ્રસાના માટે એક શાનદાર અને ભવ્ય (અલગ) ઈમારત બનાવવામાં આવી અને ઉસ્તાદોના પગાર તેમજ વિદ્યાર્થીઓની શિષ્યવૃત્તિઓ નકકી કરવામાં આવી. તે પછી બગદાદમાં નિઝામિય્યહ અને મુસ્તનસરિય્યહ[1]ની ઈમારતો તૈયાર થઈ અને બીજા દેશોમાં એનું અનુકરણ કરવામાં આવ્યું.[2]

હિન્દુસ્તાનમાં પણ શિક્ષણ અને કેળવણીની, અધ્યાપન અને અધ્યયનની તે જ આગલી પ્રથા અને રીત ચાલુ હતી. જે દાતાઓ

---

[1] મુસ્તનસરિય્યહની ઈમારત હમણાં સુધી બગદાદમાં મોજૂદ હતી અને તુર્કોની નાકદરદાનીથી કસ્ટમ હાઉસ (જકાત કચેરી) તરીકે વપરાતી હતી, અફસોસ છે કે વર્તમાનકાળના ખૂનખાર જંગ (બીજા વિશ્વ યુદ્ધ)માં એનો સર્વનાશ થઈ ગયો અને બગદાદના ખલીફાઓની આ સૌથી પ્રાચીન ઈલ્મી યાદગાર બાકી ન રહી !

[2] 'અલ ખિતત વલ આસારુ' કર્તા : મકરીઝી

દાન આપીને મસ્જિદો બંધાવતા હતા, તેઓ એ જ નિય્યત અને હેતુથી બંધાવતા હતા.

જોનપૂરમાં અટાલાની મસ્જિદને જઈને જુઓ, અને એની ફરતેના ખંડો અને ઓરડાઓને નિહાળો. એ મલિકુલ ઉલમા શિહાબુદ્દીન દૌલતાબાદીનો અઝીમુશ્શાન અને ભવ્ય મદ્રસો હતો.❶

- લાહોરમાં વઝીરખાનની મસ્જિદ જુઓ. એના ફરતે દુકાનો હતી અને મસ્જિદના આદ્ય સ્થાપકનો હેતુ એ હતો કે એની આવકમાંથી બે આલિમો (શિક્ષકો)ને પગાર આપવામાં આવે, જેથી તેઓ સંતોષ અને શાંતિ સહિત વિદ્યાર્થીઓને શિક્ષણ આપી શકે.❷
- નવી દિલ્હીમાં દીન પનાહના (પુરાણા) કિલ્લાના ફાટક સામે માહમ અંગહની મસ્જિદ અને પુરાણી દિલ્હી અથવા શાહજહાંબાદમાં ફતેહપૂરી મસ્જિદ નિહાળો, અને તે દુકાનો અને મકાનોનું અવલોકન કરો, જે તેની ફરતે બનાવેલાં છે. એનો હેતુ મેં ઉપર દર્શાવ્યો છે તે સિવાય શું હોઈ શકે.

એ જ નિયમ પ્રમાણે ગુજરાતની પણ તમામ મસ્જિદોને, જે હવે ખંડેર અને અવશેષ અવસ્થામાં છે, અને ખાનકાહોને (ઔલિયાના આશ્રમોને) જે હવે મકબરા છે, એમ સમજી લો કે તે કોઈ કાળે અઝીમુશ્શાન, ભવ્ય મદ્રસાઓ હતા.

આ ઉપરાંત, આજની પરિભાષામાં મદ્રસાનો જે અર્થ લેવામાં આવે છે તે રીતના મદ્રસાઓ પણ ગુજરાતમાં બાંધવામાં આવ્યા હતા, પરંતુ અફસોસ છે કે ઈતિહાસોમાં એની ભાળ મેળવવી મુશ્કેલ છે.

---

❶ 'તજલ્લીએ નૂર', કર્તા : સૈયદ અહમદ ઝૈદી

❷ 'તહકીકાતે ચિશ્તી' [નૂર મુહમ્મદ ચિશ્તી, લાહોર]

હુલ્વી શીરાઝીએ અમદાવાદના વર્ણનમાં લખ્યું છે :

**મદારિસ દરૂ બેહદો ખાનકાહ,**
**બરાએ મુસાફિર કે આયદ ઝ રાહ.①**

પરંતુ અમદાવાદના આદ્ય સ્થાપક અહમદશાહનું વર્ણન અને વૃત્તાંત આપ વાંચી જાઓ, અસંખ્ય તો શું બલકે એક મદ્રસાની ભાળ પણ તમને નહીં મળે !

એ જ પ્રમાણે મહમૂદ શાહ પ્રથમના હાલાત અને વૃત્તાંતમાં સિકંદર બિન મંઝૂએ લખ્યું છે :

**'સરાહાએ આલિયહ વ રબાતહાએ મુતઆલિયહ અઝ બરાએ અબનાએ સબીલ બુન્યાદ નિહાદહ બૂદ વ મદારિસે બહિશ્ત આઈન વ મસાજિદ ચૂન ખુલ્દે બરીં સાખ્તહ.'②**

પરંતુ 'મિરઆતે સિકંદરી' (ગ્રંથ)ને આરંભથી અંત સુધી વાંચી જાઓ, એક પણ મદ્રસાનો ઉલ્લેખ તમને ન મળશે. એટલે જે થોડાંક મદ્રસાઓની માહિતી મને મળી છે તેને રજૂ કરીને અહીં સંતોષ માનું છું.

## ગુજરાતના કેટલાક મદ્રસાઓ

ઉસ્માનપૂરા, સાબરમતી નદીના કિનારે એક ગામ (પરું) હતું, જેને શેખ ઉસ્માને, વફાત હિજરીસન ૮૬૩ (ઈ.સ. ૧૪૫૯),

---

① **ભાવાર્થ :** અમદાવાદ આવનારા મુસાફરો માટે અહીં અસંખ્ય મદ્રસાઓ અને ખાનકાહો (આધ્યાત્મ કેન્દ્રો) મોજૂદ છે.

② **ભાવાર્થ :** (તેણે) મુસાફરો અને પ્રવાસીઓ માટે ઉત્તમ અને ભવ્ય ધર્મશાળાઓ અને મુસાફરખાનાઓનો પાયો નાખ્યો હતો તેમજ સ્વર્ગસમાન ભવ્ય અને સુંદર મદ્રસાઓ અને મસ્જિદો બનાવી હતી.

પોતાના નામ પર વસાવ્યું હતું. ખૂબ જ નજીક હોવાના કારણે એને અમદાવાદનો એક મહોલ્લો સમજવો જોઈએ.

મહમૂદ શાહને શેખ ઉસ્માન પ્રત્યે ભારે અકીદત અને શ્રદ્ધા હતી. શેખે ઉસ્માનપૂરમાં મદ્રસો સ્થાપીને બાદશાહની અકીદત અને શ્રદ્ધાનો સાચો ફાયદો ઉઠાવ્યો. તેના માટે ઈમારત તૈયાર કરાવી અને શાહી ગ્રંથાલયના મોટા ભાગના ગ્રંથો, જે મહમૂદ શાહની અકીદતમંદી અને શ્રદ્ધાના કારણે તેમને પ્રાપ્ત થયા હતા, વિદ્યાર્થીઓ અને શિક્ષકોના વાચન–અવલોકન માટે વકફ કરી દીધાં.[1]

ખાન સરોવર એક તળાવનું નામ છે, જે નહરવાલા (પાટણ)માં હતું, અને ખૂબ મોટું વિહાર ધામ હતું. તેની ફરતે આલીશાન ઈમારતો હતી. એક મદ્રસો પણ હતો. એ કોણે બનાવ્યો હતો તેની માહિતી નથી. એ મદ્રસાના ઉસ્તાદો (શિક્ષકો)માંથી એક મૌલાના કાસિમ બિન મુહમ્મદ ગુજરાતીનું નામ મળે છે, જે કુત્બુદ્દીન અહમદ શાહ બીજાના સમયમાં થઈ ગયા.

નહરવાલા (પાટણ)માં શેખ હિસામુદ્દીન મુલતાનીના મઝારથી સંલગ્ન પણ એક મદ્રસો હતો, જેમાં મૌલાના તાજુદ્દીન અને તેમના સુપુત્ર મુહમ્મદ બિન તાજ શિક્ષણ આપતા હતા, અને એ બંનેની ગણના તે કાળના મહાન ઉસ્તાદો (શિક્ષકો) પૈકી થતી હતી.

એક ઘણો મોટો મદ્રસો સરખેજમાં હતો, જયાં શેખ અહમદ ખટ્ટુ ગંજબખ્શ (રહ.)નો મઝાર છે. મઝારની ઈમારતો મુહમ્મદ શાહે બંધાવી હતી. ઘણો જ સંભવ છે કે મદ્રસાની ઈમારત પણ તેણે જ બંધાવી હોય. મહમૂદ શાહ અને મુઝફ્ફર શાહના જમાનામાં

---

[1] આ મદ્રસો 'શમ્એ બુરહાની'ના નામે પ્રખ્યાત હતો. ત્યાં હવે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થયેલી છે.

ફકીહ હસન અરબ દાભોલી આ મદ્રસાના ઉસ્તાદો પૈકી ઘણું ઉચ્ચ સ્થાન ધરાવતા હતા.

અમદાવાદમાં અલ્લામા વજીહુદ્દીન (રહ.)નો મદ્રસો સૌથી વધારે વિખ્યાત હતો. એ મદ્રસામાં વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ પણ મળતી હતી. લગભગ પાંસઠ વરસ સુધી અલ્લામા વજીહુદ્દીને એમાં તાલીમ અને શિક્ષણ આપ્યું અને મૃત્યુ પછી ત્યાં જ દફન થયા અને એમના પુત્ર મૌલાના અબ્દુલ્લાહ એમના જાનશીન (ઉત્તરાધિકારી) થયા. સાદિક ખાન નામના એક મુઘલ અમીરે મદ્રસાની ઈમારત નવેસરથી બનાવી. જેમાં વિદ્યાર્થીઓને રહેવા માટે મકાનો (છાત્રાલય) બંધાવ્યાં અને શિષ્યવૃત્તિની પણ યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી.

(અમદાવાદના મુઘલ ગવર્નર) સૈફ ખાનનો મદ્રસો પણ અમદાવાદમાં હતો, જેને નવાબ સૈફ ખાને અમદાવાદના ભદ્ર કિલ્લાની સામે હિજરીસન ૧૦૩૨માં બનાવ્યો હતો. ઈમારતની દ્રષ્ટિએ એ ઘણો આલીશાન મદ્રસો હતો.

અમદાવાદમાં એક બીજો આલીશાન મદ્રસો હતો, જેને નવાબ અક્રમુદ્દીનખાન ગુજરાતીએ એક લાખ ચોવીસ હજાર રૂપિયાના ખર્ચે બંધાવ્યો હતો. તેના બાંધકામનો આરંભ હિજરીસન ૧૧૦૨ (ઈ.સ. ૧૬૯૧)માં થયો હતો અને હિજરીસન ૧૧૧૧ (ઈ.સ. ૧૭૦૦)માં પૂર્ણ થયો હતો.❶ તેમાં દુકાનો ઉપરાંત ભટા અને અમાસ નામના ગામો વિદ્યાર્થીઓની શિષ્યવૃત્તિઓ માટે વકફ હતાં, અને લંગર (સદાવ્રત) માટે દૈનિક અમુક રોકડ રકમ નકકી કરવામાં આવેલી હતી. એ મદ્રસાના વિખ્યાત ઉસ્તાદ (શિક્ષક)

---

❶ એ મદ્રસો અમદાવાદમાં અત્યારે આસ્ટોડિયાના નામે ઓળખાતા વિસ્તારમાં સ્થાપ્યો હતો.

અલ્લામા નૂરુદીન ગુજરાતી હતા.❶

સુરતમાં સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ અલ ઐદરૂસના મઝાર સમીપ હાજી ઝાહિદબેગે હઝરત શેખ જા'ફર સાદિક (રહ.)ના મુતવલ્લી (ટ્રસ્ટી) હોવાના કાળમાં હિજરીસન ૧૦૪૧માં એક મદ્રસો સ્થાપ્યો હતો, જેમાં લાંબા કાળ સુધી વિદ્યા, અને કળા અને શાસ્ત્રોનું શિક્ષણ અપાતું રહ્યું.❷

સુરતમાં મરજાન શામીની મસ્જિદ હંમેશા મદ્રસા તરીકે વપરાતી રહી છે. નવાબ ઝફરયાબ ખાને પોતાના જમાનામાં મદ્રસાના માટે એક ખાસ ઈમારત બંધાવી, જેની પૂર્ણતા હાજી મિયાં નવાબ મમદૂહ (ઉપર જેમની પ્રશંસા આવી ગઈ છે તેમના) પૌત્રના જમાનામાં થઈ.❸

## મહાન મુહદ્દિસો❹ની પધરામણી

મૌલાના નૂરુદીન અહમદ શીરાઝી એક જબરજસ્ત આલિમ, વિદ્વાન હતા. બહુધા તેઓ સુલતાન અહમદ શાહ પહેલાના શાસનકાળમાં ગુજરાત પધાર્યા હતા, જેઓ તત્વ જ્ઞાનમાં મીર સૈયદ શરીફના શાગિર્દ હતા. સહીહ બુખારીની સનદ, ઓછા વાસ્તાની દ્રષ્ટિએ❺ એટલી ઉચ્ચ કક્ષાની હતી કે જયારે તે સનદ હિજાઝ અને યમન પહોંચી ત્યારે ત્યાંના મોટા મોટા મુહદ્દિસોએ એને

---

❶ 'મિરઆતે અહમદી'

❷❸ 'હકીકતુસ્સૂરત'

❹ મુહદ્દિસ = હદીસવેત્તા, હદીસના તજજ્ઞ

❺ હદીસનું વર્ણન કરનારાઓની શૃંખલામાં ઘણી ઓછી વ્યક્તિઓ હોવાના કારણે

ઉત્કંઠા અને લગન સહિત પ્રાપ્ત કરી અને હંમેશા એના પર ફખ્ર અને ગર્વ કરતા રહ્યા.❶

અલ્લામા વજીહુદ્દીન મુહમ્મદ બિન મુહમ્મદ અલ માલિકી અલ મુહદ્દિસ, અલ્લામા શમ્સુદ્દીન સખાવીના તેજસ્વી શાગિર્દ હતા. ગુજરાતના સુલતાનોએ તેમને 'મલિકુલ મુહદ્દિસીન' (મુહદ્દિસોના સમ્રાટ)નો ખિતાબ આપ્યો હતો. જિંદગીભર ગુજરાતમાં રહ્યા અને હિજરી સન ૯૨૯ (ઈ.સ. ૧૫૨૩)માં અવસાન થયું

જમાલુદ્દીન મુહમ્મદ બિન ઉમર હઝરમી જેઓ 'બહરક'ના નામે જાણીતા હતા, વિખ્યાત વિદ્વાન, અલ્લામા સખાવીના પટ્ટ શિષ્ય હતા અને સુલતાન મુઝફ્ફર શાહ હલીમના ઉસ્તાદ હતા. હિજરી સન ૯૩૦માં અવસાન થયું. અમદાવાદમાં તેમનો મઝાર છે.

શેખ અબ્દુલ મુઅતી ઈબ્નુલ હસન બાકસીર અલ મકકીને શેખુલ ઈસ્લામ ઈસ્લામ ઝૈનુદ્દીન ઝકરિય્યા અનસારીથી હદીસની સનદ (પ્રમાણ પત્ર) પ્રાપ્ત થયેલી હતી. હિજરી સન ૯૮૩ (ઈ.સ. ૧૫૭૫)માં અવસાન થયું.❷

શિહાબુદ્દીન અહમદ અલ અબ્બાસી અલ મિસરી, શેખુલ ઈસ્લામ ઝૈનુદ્દીન ઝકરિય્યાના શાગિર્દ હતા અને ઘણા પુસ્તકોના લેખક હતા. ગુજરાતના સુલતાનોના નામ પર તેમણે કેટલીયે કિતાબો લખી હતી. હિજરી સન ૯૯૨ (ઈ.સ. ૧૫૮૪)માં અવસાન થયું.

---

❶ 'કત્ફુસ સમર', 'હસરુશ શારિદ', 'અલ યાનિઉલ–જની'

❷ અમદાવાદમાં લાલ દરવાજે આવેલી સીદી સઈદ હબશીની જાળીવાળી મસ્જિદમાં તેમની કબર આવેલી છે.

સૈયદ કાસિમ અલી પીરાણાવાલા

'આબે હયાત' જૂન ૧૯૯૩, પા. ૨૫

શેખ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ અલ ફાકિહી અલ હંબલી, શેખ અબૂલ હસન બકકરી અને અલ્લામા ઈબ્ને હજર મકકીના શાગિર્દ હતા. હિજરી સન ૯૯૨ (ઈ.સ. ૧૫૮૪)માં અવસાન થયું.

સૈયદ શેખ બિન અબ્દુલ્લાહ અલ ઐદરૂસ, અલ્લામા ઈબ્ને હજર મકકી અને હાફિઝ અબ્દુર્રહમાન બિન દબીઅ અલ શૈબાનીના શાગિર્દ હતા. હિજરી સન ૯૯૦ (ઈ.સ. ૧૫૮૨)માં અવસાન થયું.

- ઈબ્ને હજર મકકીના શાગિર્દ શેખ સઈદ શાફિઈ હબશી, અવસાન હિ.સ. ૯૯૧ (ઈ.સ. ૧૫૮૩)
- જમાલુદ્દીન મુહમ્મદ બિન અબ્દુર્રહીમ અમૂદી, અવસાન હિ.સ. ૯૮૪ (ઈ.સ. ૧૫૭૬)
- જમાલુદ્દીન મુહમ્મદ અલી ઈબ્નુલ હશીરી, અવસાન હિ.સ. ૧૦૦૦ (ઈ.સ. ૧૫૯૨)
- મજદુદ્દીન મુહમ્મદ બિન મુહમ્મદ અલ ઈજી❶

આ કેટલાક પવિત્ર નામો તે મુહદ્દિસોના છે, જેમણે ગુજરાતમાં રહીને પોતાના પ્રિય જીવનો આ પવિત્ર વિદ્યાની સેવામાં વિતાવી દીધાં હતાં. તેમાંના કેટલાંક એવા પણ છે, જેઓ (વિદેશથી) અહીં આવ્યા, વરસો સુધી રહ્યા, લોકોએ તેઓથી લાભ ઉઠાવ્યો, પછી ફરી પાછા (પોતાના વતન) ચાલ્યા ગયા.

એજ બુઝુર્ગો (મહાપુરુષો) પૈકી, હિન્દુસ્તાન જેમના માટે ગર્વ લઈ શકે તેવા બુઝુર્ગ, હઝરત શેખ અલી મુત્તકી (રહ.) હતા, જેઓ ગુજરાતમાં વસવાટ કર્યા પછી હિજરત કરી ગયા હતા. બે-ત્રણ વેળા હિન્દુસ્તાન પધારીને અમદાવાદમાં રહ્યા, અને પોતાની પવિત્ર અને મુબારક હસ્તીથી લોકોને લાંબા સમય સુધી લાભ લેવાનો મોકો આપ્યો.

---

❶ ઉપર દર્શાવેલા પવિત્ર નામો 'અન્નૂરુસ્સાફિર' વગેરેમાંથી લેવામાં આવ્યાં છે.

એ જ બુઝુર્ગો (મહાપુરુષો) પૈકી સૈયદ અબ્દુલ અવ્વલ હુસૈની, સહીહ બુખારીના વિવરણકર્તા અને ભાષ્યકારની મહાન હસ્તી છે, જેઓ વર્ષો સુધી ગુજરાતમાં રહી વૃદ્ધાવસ્થામાં બૈરમ ખાનના આગ્રહને વશ થઈને દિલ્હી ચાલી ગયા હતા અને ત્યાં જ અવસાન પામ્યા હતા. શૈખ તય્યિબ સિંધીએ ગુજરાતના નિવાસ દરમિયાન તેમનાથી હદીસનું શિક્ષણ મેળવ્યું હતું, જેઓ લગભગ પચાસ વરસ સુધી ઈલિચપૂર અને બુર્હાનપૂરમાં આ પવિત્ર વિદ્યાની સેવા કરતા રહ્યા.

શૈખ અબ્દુલ્લાહ બિન સઅદુદ્દીન મુત્તકી અને શૈખ રહમતુલ્લાહ બિન અબ્દુલ્લાહ સિંધી, બંનેની ગણના મહાન મુહદ્દિસોમાં થતી હતી, અને બંને મુહાજિર (હિજરત કરીને મક્કા-મદીના ચાલ્યા ગયેલા) હતા. અહીંના અન્ન જળ તેમને ફરી પાછા હિન્દુસ્તાન ખેંચી લાવ્યા અને વરસો સુધી અમદાવાદમાં રહીને હદીસની ખિદમત કરતા રહ્યા. એ જ જમાનામાં શૈખ બહલૂલ દહેલ્વીએ ગુજરાત આવીને એ બંને બુઝુર્ગો પાસે હદીસનું શિક્ષણ મેળવ્યું હતું, અને દિલ્હી પાછા જઈને મૃત્યુ પર્યંત એ જ પવિત્ર વિદ્યાની સેવા કરતા રહ્યા.❶

## સાહિત્યકારો અને સાક્ષરો

ભાષા અને સાહિત્યના સરદાર અલ્લામા બદરુદ્દીન મુહમ્મદ બિન અબુ બક્ર અદ્દમામીનીનું નામ આપે સાંભળ્યું હશે. તેઓ હિજરીસન ૮૦૦ (ઈ.સ. ૧૩૯૮)માં ગુજરાતમાં પધાર્યા અને વર્ષો સુધી અમદાવાદમાં શિક્ષણ અને અધ્યાપન કાર્ય કરતા રહ્યા.

---

❶ 'અખ્બારુલ અખ્યાર' કર્તા : શૈખ અબ્દુલહક મુહદ્દીસ દહેલ્વી (રહ.)

'તસહીલુ ઈબ્નિ માલિક'ની પ્રત અમદાવાદમાં જ તેમને મળી હતી, જેનું વિસ્તૃત વિવરણ લખીને તેમણે સુલતાન અહમદ શાહ (પહેલા) ગુજરાતીના નામે અર્પણ કર્યું હતું. ઉપરાંત

[૧] 'મુગ્નીલ્લબીબ'નું વિવરણ (શર્હ),
[૨] 'સહીહ બુખારી'નું વિવરણ (શર્હ), અને
[૩] 'ઐનુલ હયાત ખુલાસએ હયાતિલ હૈવાન'

આ ત્રણે ગ્રંથો પણ એ જ બાદશાહના નામે અર્પણ કર્યા હતા.❶

જમાલુદ્દીન મુહમ્મદ બિન અબ્દુલ લતીફ અલ જામી જેઓ 'મખ્દૂમઝાદા'ના લકબથી મશહૂર હતા અને ભાષા સાહિત્યના ક્ષેત્રમાં પોતાના જમાનામાં અજોડ હતા, ગુજરાતના સુલતાનોના 'મીર મુનશી'❷ ની સેવા તેમને જ સોંપવામાં આવેલી હતી.

'અન્નૂ રુસ્સાફિર'માં એમના અરબી કસીદાઓ (કાવ્ય)ના કેટલાક અંશો ટાંકેલા છે જે વાંચવા લાયક છે.

શેખ અહમદ બિન અબ્દુલ મુઅતી બાકસીર, મુહદ્દિસ પણ હતા અને સાહિત્યકાર પણ હતા. તેમના સાહિત્યિક લેખો અને કસીદાઓ હવે શોધ્યા પણ જડતાં નથી. 'અન્નૂ રુસ્સાફિર'માં તેનો પરોક્ષ ઉલ્લેખ વાંચી મન પ્રફુલ્લિત અને આનંદિત થઈ જાય છે.❸

---

❶ 'કશ્ફુઝ ઝુનૂન' કર્તા : હાજી ખલીફા

❷ 'મીર મુનશી' : મુખ્ય સચિવ (Chief Secretary)

❸ તેમની વફાત સન ૯૮૩ હિજરી (૧૫૭૫ ઈસ્વી) માં થઈ. (અમદાવાદમાં) લાલ દરવાજે આવેલી સિદી સઈદ હબશીની જાળીવાલી મસ્જિદમાં તેમની કબર આવેલી છે.

– સૈયદ કાસિમ અલી પીરાણાવાલા

'આબે હયાત' (માસિક), જૂન ૧૯૬૩ પા. ૨૫

સિકતુદૌલા મૌલાના અબ્દુસ્સમદ દબીર, મહમૂદ શાહ બીજાના જમાનામાં 'મીર મુનશી' હતા. એમની મહાન પ્રતિભા, વ્યક્તિત્વ, જ્ઞાન, વિશિષ્ટતાઓ, સચ્ચાઈ, પ્રામાણિકતા અને નિષ્ઠાના કારણે બાદશાહને એમના પ્રતિ ભારે શ્રદ્ધા અને અકીદત હતી.

મૌલાના અબ્દુલ્લાહ મુહમ્મદ બિન ઉમર આસફીને પ્રથમ આસિફખાન વઝીરની સરકારથી સંબંધ હતો. તે પછી ઉલુગ ખાનના 'મીર મુનશી' બની ગયા. તેમની કિતાબ 'ઝફરુલ વાલિહ' મોજૂદ છે. એને વાંચવાથી તેમની ઉચ્ચ પ્રતિભા અને માન મરતબાનો ખ્યાલ આવી શકે છે.

મૌલાના અબૂબક્ર બિન મુહસિન બા અબૂદ અલવી, સૂરતમાં રહેતા હતા. તેમનો ગ્રંથ 'મકામાતે હિન્દી' દિલ્હીમાં પ્રકાશિત થઈ ચૂક્યો છે. તેને વાંચીને તમે જાણી શકો છો કે તેઓ કેટલા જબરજસ્ત સાહિત્યકાર હતા.

## તર્ક શાસ્ત્ર અને તત્વજ્ઞાન (ફિલોસોફી)ના નિષ્ણાતો

મીર સૈયદ શરીફના શાગિર્દ, અલ્લામા નૂરુદ્દીન શીરાઝી,
અલ્લામા અબૂલ ફઝલ કાઝરૂની,❶
અલ્લામા અબૂલ ફઝલ અસ્તરાબાદી, અને
અલ્લામા ઈમાદુદ્દીન તારમી,
એ ત્રણે મુહક્કિક જલાલુદ્દીન દવ્વાનીના શાગિર્દો હતા.
મીર ગિયાસુદ્દીન મનસૂરના શાગિર્દ અલ્લામા હુસૈન બગદાદી

તેમજ

મીર બાકિર દામાદના શાગિર્દ અલ્લામા હબતુલ્લાહ શીરાઝી

---

❶ કાઝરૂન ઈરાનમાં શીરાઝ પાસે મશહૂર સ્થળ છે.

એ બંને
સદરુદ્દીન શીરાઝી – 'અસ્ફારે અરબઅહ'ના
લેખક – ના સહાધ્યાયીઓ (હમસબક) હતા.

## મહાન ફકીહો❶

- 'હિદાયા'ના વિવરણ કર્તા અને ભાષ્યકાર શૈખ હુસૈન બિન ઉમર અલ વૈઝી,
- વડોદરાના કાઝી, કાઝી ઈમાદુદ્દીન ઝહીરુલ શર્અ
- નહરવાલા (પાટણ)ના કાઝી, કાઝીયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) મુહમ્મદ અકરમ
- નહરવાલા (પાટણ)ના કાઝી, કાઝીયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) જમાલુદ્દીન
- 'ફતાવા હમ્માદિયા'ના લેખક મુફતી રુકનુદ્દીન નાગોરી.
- નહરવાલા (પાટણ)ના મુફતી, મુફતી દાઉદ,
- અમદાવાદના કાઝી, કાઝી ઇસ્માઈલ ઈસ્ફહાની,
- 'ખઝીનતુર્રિવાયાત'ના લેખક કાઝી જગન,
- કાઝી બુર્હાનુદ્દીન બહરવાની,
- અલ ફકીહ હસન અલ અરબ

વગેરે થોડાક મહાપુરુષોના નામોનો ઉલ્લેખ કરીને સંતોષ માનું છું, જેઓ ગુજરાતના સુલતાનોના ઉદાર આકર્ષણોથી ગુજરાતમાં પધાર્યા અને અહીંના જ થઈને રહી ગયા. એ મહાનુભાવોના ફઝલ અને કમાલ (જ્ઞાન અને પ્રતિભા)ની દાસ્તાનો

---

❶ ફકીહ : ઈસ્લામી શરીઅતના કાનૂનોના તજજ્ઞો અને નિષ્ણાતો

બયાન કરવી આ સંક્ષિપ્ત પુસ્તકમાં મુશ્કેલ છે.

## ગુજરાતના કાબેલ વઝીરો

એકસો ચોર્યાસી વરસમાં તેર કે ચૌદ બાદશાહો ગુજરાતમાં થયા છે, જેમાં એક સિવાય ઈલ્મી હેસિયતથી સૌ સાધારણ કાબેલિયત ધરાવતા હતા, પરંતુ તેઓને ખુદાએ માનવ પરખ શક્તિ અને તેમની કદરદાનીનો એવો ઉમદા ગુણ આપ્યો હતો કે તેઓના દરબારો પ્રત્યેક વિદ્યા અને કળાના તજજ્ઞો અને નિષ્ણાતોથી ભરેલા રહેતા હતા. વઝારત (પ્રધાનપદ) અને વકાલત (મંત્રીપદ)ના હોદ્દાઓ પર એવા લોકો આપને નજર આવશે, જેઓ ઈલ્મ અને ફઝલમાં, જ્ઞાન અને પ્રતિભામાં, તદબીર અને સિયાસતમાં, વ્યવસ્થા અને રાજકારણમાં અજોડ કાબેલિયત ધરાવતા હતા, અને એ જ કારણે ગુજરાત ભૂતકાળમાં વિદ્યા અને કળાનું ધામ અને કેન્દ્ર બનેલું હતું, અને આટલી ટૂંક મુદ્દતમાં એવા વિદ્વાનો અને કળાકારો અહીંથી નીકળ્યા છે, જેમની જોડ મળી શકે એમ નથી.

## ખુદાવંદ ખાન

વઝીરો અને પ્રધાન મંડળમાં આપ ખુદાવંદ ખાનને જોશો. તેમનું નામ મજદુદ્દીન મુહમ્મદ બિન મુહમ્મદ અલ ઈજી હતું. મહમૂદ શાહ પહેલાના જમાનામાં તેઓ ગુજરાત આવ્યા, અને પોતાના જ્ઞાન, વિદ્યા અને સદગુણોથી વિખ્યાત થયા. પ્રથમ 'રશીદુલ મુલ્ક'નો ખિતાબ મળ્યો. મુઝફ્ફર શાહ હલીમે તેમને 'ખુદાવંદ ખાન' ખિતાબ આપીને કલમદાને વઝારત (પ્રધાન પદ) અર્પણ કર્યુ. ચૌદ વરસ સુધી વઝીર રહ્યા.

બહાદુર શાહના જમાનામાં વઝારત (પ્રધાન પદ)થી પણ

પ્રગતિ કરીને 'વકાલતે મુત્લકહ'❶ જેનાથી મોટો બીજો કોઈ હોદ્દો ન હતો, અર્પણ થયો. પંદર વરસ સુધી આ હોદ્દા પર આરૂઢ રહ્યા.

હદીસ અને રિજાલ (વિખ્યાત વ્યક્તિઓના ઈતિહાસ)માં તેમનું એવું પ્રભુત્વ હતું કે મોટા મોટા આલિમો તેમના જ્ઞાનથી લાભાન્વિત થવાને પોતાનું સૌભાગ્ય સમજતા હતા.

હુમાયૂં બાદશાહે ગુજરાત પર કબ્જો કરી લીધા પછી તેમની પાસે હદીસની સનદ (પ્રમાણ પત્ર) મેળવી અને તેમને પોતાની સાથે પોતાની રાજધાની આગ્રા લઈ ગયો. લાંબા સમય સુધી આગ્રામાં રહ્યા.

શેરશાહે જ્યારે (હુમાયૂં) પર કાબૂ મેળવ્યો ત્યારે તેમના અતિ આગ્રહના કારણે ગુજરાત પાછા જવાની પરવાનગી આપી. અહીં (ગુજરાત) આવીને મહમૂદ શાહ ત્રીજાના જમાનામાં તેમનું અવસાન થયું.

## ઈખ્તિયાર ખાન

ઈખ્તિયાર ખાનનું નામ ગમે તે હોય, તેઓ 'ખાનજી'ના લકબથી મશહૂર હતા. નડિયાદ કસ્બાના કાઝીના પુત્ર હતા. વિદ્યા, કળા અને કેળવણી પ્રાપ્ત કરી લીધા પછી રાજ સેવાઓ તરફ આકર્ષાયા અને એક પછી બીજા હોદ્દા ઉપર બઢતી મેળવતા મેળવતા વઝારત (પ્રધાન પદ)ના મર્તબા સુધી પહોંચ્યા. તેર વરસ સુધી બહાદુર શાહના વઝીર રહ્યા. મહમૂદ શાહ ત્રીજાએ 'વકાલતે મુત્લકહ'ના (સર્વોચ્ચ) હોદ્દા પર બઢતી આપી.

તેમના વિશે એક ઈતિહાસકાર લખે છે :

**'ઝકાવત (પ્રખર બુદ્ધિમત્તા), ફતાનત (દાનાઈ) અને**

---

❶ વકાલતે મુત્લકહ : બાદશાહના નાયબનું પદ, બાદશાહની ગેરહાજરીમાં રાજ્યનો વહીવટ કરવા માટેનું પદ.

ફિરાસત (પારદર્શિતા અને દૂરદર્શિતા)માં અયાસ બિન કુર્રહના સમકક્ષ હતા. ખાસ કરીને ઉલૂમે હિકમિય્યહ અને મઆરિફે યકીનિય્યહમાં તેમનો જે રુત્બો હતો, તેના વિશે તો તમે પ્રશ્ન જ ન કરો. તેઓ એક અઝીમુશ્શાન શખ્સ અને દીની-દુન્યવી રિયાસતના સંગમ હતા.'

હુમાયૂં બાદશાહે ગુજરાત પર કબ્જો મેળવ્યા પછી તેમના ફઝલો-કમાલ, જ્ઞાન, પ્રતિભા અને અતિ ઉચ્ચ ગુણો અને લક્ષણો નિહાળીને તેમને પોતાના કુર્બ અને હુઝૂરી, સાન્નિઘ્ય અને સમીપતાથી નવાજયા અને જયાં સુધી ગુજરાતમાં રહ્યા, રાજકિય બાબતોમાં તેમની જ સલાહથી વ્યવસ્થા અને બંદોબસ્ત કરતા રહ્યા. હિજરીસન ૯૪૪ (ઈ.સ. ૧૫૩૮)માં તેઓ શહીદ થયા.

## અફઝલખાન

તેમનું નામ અબ્દુસ્સમદ બિન મહમૂદ બિંબાની છે. ખાનદાને અબ્બાસિય્યહના ચશ્મો-ચિરાગ (નેત્ર અને દીપક) અને ઈલ્મો-ફઝલ, જ્ઞાન અને પ્રતિભા, ફિરાસત અને તદબીર, સૂઝસમજ અને વ્યવસ્થા શકિતમાં પોતાના કાળમાં વિશિષ્ટ લોકો અને મહાનુભાવોમાં માનવામાં આવતા હતા. ક્રમે ક્રમે બઢતી મેળવીને વઝારત (પ્રધાન પદ) સુધી પહોંચ્યા અને મહમૂદ શાહ ત્રીજાના જમાનામાં 'વકાલતે મુત્લકહ'ના (સર્વોચ્ચ) હોદ્દા પર બિરાજમાન થયા. તેમનું ખાનદાન ગુજરાતમાં ઈલ્મો-ફઝલના કારણે હંમેશા ઉચ્ચ સ્થાને રહ્યું છે. તેમના કાકા બુરહાનુલ મુલ્ક નૂરુદ્દીન મુહમ્મદ અબ્બાસી પણ વઝીર હતા. હિજરીસન ૯૬૧ (ઈ.સ. ૧૫૫૪)માં અફઝલખાન શહીદ થઈ ગયા.[1]

---

[1] તેમનો મઝાર તથા મસ્જિદ સારંગપૂર કોટ બહાર બગીચા મીલ સામે છે. સૈયદ કાસિમ અલી પીરાણાવાલા 'આબે હયાત' જૂન ૧૯૬૩ પા. ૨૯

## સદરખાન

તેઓ અમીરઝાદા હતા. ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્યા પ્રાપ્ત કર્યા પછી શાહી દરબારમાં પહોંચ્યા. એમને સોંપવામાં આવેલાં કાર્યોને સુપેરે પાર પાડયાં. એક પદ ઉપરથી બીજા પદ ઉપર બઢતી મેળવતાં મેળવતાં બહાદુર શાહના જમાનામાં વઝારત (પ્રધાન પદ) પ્રાપ્ત થયું. એ જવાબદારીને એવી ખૂબીથી અદા કરી કે બહાદુર શાહના વિશ્વાસુ થઈ ગયા. જયારે બહાદુર શાહને માંડવમાં હુમાયૂં બાદશાહે પરાજય આપ્યો તો તેઓ (સદર ખાન) ગિરફતાર થઈ ગયા. હુમાયૂંને તેમના ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્યાની જાણ થઈ તો પોતાના નિકટના માણસોમાં તેમને સ્થાન આપ્યું. લાંબા કાળ સુધી તેમની સાથે રહ્યા.

આસિફીએ 'ઝફરુલવાલિહ'માં લખ્યું છે :

**'વ ઈનાયતુહૂ બિહી કાનત ઝિયાદતુ અલા મા યતસવ્વરુ'** ①

હિ.સ. ૯૪૨ (ઈ.સ. ૧૫૩૬)માં શહીદ થયા.

## ખુદાવંદખાન

તેમનું નામ અબ્દુલ હલીમ હતું. હમીદુલ મુલ્કના પુત્ર હતા. વિદ્યા અને કળાની પદ્ધતિસર કેળવણી અને તા'લીમ મેળવી હતી. અબુલ ફઝલ કાઝરૂની વગેરેના શાગિર્દ અને શિષ્ય હતા. આસફ ખાનના નાના ભાઈ હતા. હિજરીસન ૯૫૪ (ઈ.સ. ૧૫૪૭)માં અફઝલખાનની જગાએ વઝારત (પ્રધાન પદ) પર આરુઢ થયા

---

① **ભાવાર્થ :**
તેમના પર હુમાયૂંની ઈનાયતો આપણી કલ્પના કરતાંયે વધારે હતી.

અને 'ખુદાવંદ ખાન' ખિતાબ મળ્યો. સાત વરસ સુધી સફળતાપૂર્વક વઝારતનું કાર્ય કરતા રહ્યા. મહમૂદ શાહ ત્રીજાને તેમના પર સંપૂર્ણ વિશ્વાસ હતો. હિજરીસન ૯૬૧ (ઈ.સ. ૧૫૫૪)માં બાદશાહ અને વઝીર બંને શહીદ થઈ ગયા.

## આસફખાન

તેમનું નામ અબ્દુલ અઝીઝ હતું. હમીદુલ મુલ્કના મોટા પુત્ર હતા.

- પોતાના પિતા પાસે કેટલીક કિતાબોનું શિક્ષણ મેળવ્યું હતું.
- હદીસ અને ફિકહની વિદ્યા કાઝી બુર્હાનુદ્દીન નહરવાલા પાસેથી મેળવી.
- હકીમી અને વૈદક વિદ્યામાં અબુલ ફઝલ કાઝરૂનીના અને અબુલ ફઝલ અસ્તરાબાદીના શાગિર્દ હતા.

વિદ્યા અને કળામાં પરિપૂર્ણ થયા પછી શાહી દરબારમાં પહોંચ્યા. બહાદુર શાહના જમાનામાં વઝારત મળી. મહમૂદ શાહ ત્રીજાના જમાનામાં 'વકાલતે મુત્લકા' (બાદશાહના નાયબ)ના (સર્વોચ્ચ) હોદ્દા પર બિરાજમાન થયા.

આવા અતિ ઉચ્ચ હોદ્દાઓ પર હોવા છતાં અધ્યાપન અને અધ્યયન તેમજ શૈક્ષણિક પ્રવૃત્તિઓ જીવનના અંત સુધી ચાલુ રાખી. અલ્લામા ઈબ્ને હજર મકકીએ એમના જીવનવૃત્તાંત વિશે એક પુસ્તક લખેલું છે, તેમાં એમના ફઝલ અને કમાલ, વિદ્વત્તા અને પ્રતિભા, તકવા અને પવિત્રતા અને સદાચારની ભારોભાર પ્રશંસા કરેલી છે.

તેઓ લખે છે કે,

'જયારે આસફ ખાન મકકા મુઅઝઝમામાં આવીને રહ્યા હતા ત્યારે મકકા મુઅઝઝમામાં અજબ પ્રકારની રોનક

આવી ગઈ હતી. આલિમો અને ફકીહો, વિદ્વાનો અને ઈસ્લામી કાનૂનવિદો, તેમનાં સંગ અને સોહબતને અતિમૂલ્યવાન સમજતા હતા અને ઘર ઘરમાં ઈલ્મ અને વિદ્યાની વાતોની બોલબાલ થઈ ગઈ હતી.'

તેઓ લખે છે :

'આસફખાનના જમાનામાં મકકા મુઅઝઝમામાં ઈલ્મની ચર્ચા ઘણી વધારે થઈ ગઈ. મકકાવાસીઓએ ઈલ્મ પ્રાપ્તિની પૂરતી કોશિશો કરી. ચોમેરથી વિદ્યાર્થીઓનો ધસારો થયો. ઈલ્મપ્રાપ્તિ માટે તેમણે સંપૂર્ણ એકાગ્રતાથી પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. ઈલ્મ અને વિદ્યાની સૂક્ષ્મ અને બારીક વાતોની તેમણે શોધખોળ આદરી; જેથી આસફખાન સમક્ષ રજૂ કરીને તેની સાથે નિકટના સંબંધો કેળવી શકાય. વળી, કઠિન અને મુશ્કેલ વિદ્યાઓને હસ્તગત કરી કે જેથી તેના દ્વારા તેનું સામીપ્ય પ્રાપ્ત કરે. આ સર્વ એટલા કારણે હતું કે તેણે વિદ્વાનો પર પોતાના એહસાન અને કરમ, ઋણ અને ઉપકારનું વર્તુળ એટલું વિશાળ અને વિસ્તૃત કર્યું હતું કે જેની જોડ એના સમકાલીનોમાં જ નહિ, બલકે તેના પહેલાં પણ લાંબા સમય સુધી મળવી મુશ્કેલ છે.'

અલ્લામા ઈઝઝુદ્દીન અબ્દુલ અઝીઝ મકકીએ તેમની પ્રશંસામાં છયાંસી શે'ર (કડી)નો એક કસીદો (પ્રશસ્તિ કાવ્ય) લખેલો છે. તેની કેટલીક કડીઓનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :–

(૧) તેઓ ઉદાર અને કૃપાળુ છે. તેમની ઉદારતા અને ઉપકારની વાતો પૂર્વથી પશ્ચિમ સુધી પ્રસરી ગઈ છે અને ઉક્તિ તેમજ કહેવત સમાન બની ગઈ છે.

(૨) મારો ઈશારો, આપણા સરદાર ઈઝઝુદ્દીન (ધર્મના ગૌરવ) આસફ ખાનની તરફ છે. ખુદા તેમને ઉચ્ચ સ્થાને રાખે અને તેમના દુશ્મનોને અપમાનિત અને કલંકિત કરે.

(૩) જે શખ્સ સૌભાગ્યથી તેનો સમનામી હોવાનું ગૌરવ ધરાવે છે; તે પ્રત્યેક ઉચ્ચ કક્ષાના શખ્સ કરતાંયે વધારે ઈજ્જતવાળો છે.

(૪) મારું નામ (અબ્દુલ અઝીઝ) હોવાના કારણે તેના અને મારા દરમિયાન વચનબદ્ધતા છે, જેના કારણે મારા અધિકારોની રક્ષા કરી છે.

(૫) લોકોએ તેને 'મસ્નદે આલી' (ઉચ્ચ સ્થાનધારી)❶ કહીને સંબોધન કર્યું છે અને કેટલાયે દાતા અને દાનવીર 'સનદે આલી'ના કારણે તેમની સાથે સંલગ્ન થઈ ગયા છે.

મજકૂર અલ્લામા ઈઝઝુદ્દીન અબ્દુલ અઝીઝ મકકીએ આસફ ખાનના અવસાન પછી તેમનો મરસિયો પણ લખેલો છે, જેને વાંચીને હૈયું બેચેન થઈ જાય છે. એવું લાગે છે કે ઊંડા આઘાતની સાચી લાગણીઓનો એ પ્રત્યાઘાત છે. એના પણ બે ત્રણ શે'ર (કડી)નો રસાસ્વાદ માણો :

(૬) કયું એવું દિલ હશે જે આ મહાભારે દુર્ઘટનાથી ચૂરેચૂરા થઈને હાલી ઊઠયું નહીં હોય !

(૭) તે કઈ ખોફનાક મુસીબત છે, જે હિન્દુસ્તાન પર આવી પડી, જેની જવાળાઓના સ્પર્શથી હિજાઝના સૌ વિદ્વાનો અને સાક્ષરો સળગી રહ્યા છે !

(૮) અને વિશ્વસમસ્તમાં એ કઈ મુસીબત ઊતરી છે, જેના સમાચાર

---

❶ મસ્નદે આલી બાદશાહના તે અમીર કે વજીરનો લકબ હતો જેને બાદશાહની હજુરમાં મસ્નદ પર બેસવાની પરવાનગી હોય.

જળ અને સ્થળ સર્વત્ર નૌકાઓ અને ઊંટોએ ફેલાવી દીધી છે !

હિજરી સન ૯૬૧ (ઈ.સ. ૧૫૫૪)માં આસફખાને શહાદતનો મર્તબો મેળવ્યો.

ઘણાં વઝીરોમાંથી મેં અત્રે થોડાક વઝીરોનો જીવન પરિચય નમૂના રૂપે રજૂ કર્યો છે. સૌના અહેવાલ મળતા પણ નથી અને આ સંક્ષિપ્ત પુસ્તકમાં સમાઈ શકતા પણ નથી. એટલે એમાં થોડાંક બીજાં નામો ઉમેરીને હું સંતોષ માનું છું :–

- મુહમ્મદ શાહના જમાઈ ખુદાવંદખાન એલમ
- ખુર્રમખાન
- સદ્રખાન (અબ્દુલ લતીફ)
- અશ્જઉલ મુલ્ક
- બુર્હાનુલ મુલ્ક
- હમીદુલ મુલ્ક
- મુન્સિફુલ મુલ્ક...વગેરે.

આપ સમજી શકો છો કે જે દેશના બાદશાહો કદરદાન હોય અને અમીરો, દરબારીઓ તેમજ અધિકારીઓ વિદ્વાન અને ગુણવાન હોય, તે દેશમાં વિદ્યા અને કળાના પ્રચાર અને પ્રસાર માટે શી વ્યવસ્થા કરવામાં આવેલી ન હશે ! એ જ કારણો છે કે ગુજરાતમાં ઘર ઘરમાં વિદ્યાની વાતો થતી હતી અને ત્યાંથી એવા ગુણવાન અને પ્રતિભાવાન વિદ્વાનો નીકળ્યા, જેનો જોટો બીજે ભાગ્યે જ મળી શકે છે !

## ગુજરાતના મશાઈખ[1]ના પવિત્ર આત્માઓ

એ સર્વમાન્ય હકીકત છે કે હિન્દુસ્તાનમાં ઈસ્લામનો પ્રચાર

[1] મશાઈખ : મુસ્લિમ સંતો, મુસ્લિમ મહાત્માઓ, ઔલિયા

અને ફેલાવો માત્ર તે મુસ્લિમ સંતો–મહાત્માઓના પવિત્ર આગમનને લીધે થયેલો છે જેઓ વખતો વખત પધારતા રહ્યા અને પોતાના પવિત્ર વચનામૃતોથી લોકોના દિલોમાંથી કુફ્ર અને જહાલતનો કાટ અને મેલ સાફ કરતા રહ્યા.

હિન્દુસ્તાનના કોઈ પણ ખૂણામાં આપ જશો, આ બુઝુર્ગો અને મહાત્માઓના ચરણોની છાપ તમને જોવા મળશે. એમના મહાકાર્યોને આપણે ભૂલી ગયા છીએ અને આપણે આપણા કુકૃત્યોના કારણે એમના સાચા ઈતિહાસને વિવિધ પ્રકારના રંગો મેળવીને, એની સૂરત બદલી નાખી છે; પરંતુ હજુ પણ એ હકીકતથી કોઈ ઈન્કાર કરી શકે એમ નથી કે માત્ર એમના જ તવક્કુલ (ઈશ્વર પર શ્રદ્ધા), સંતોષ વૃત્તિ, ભોગ અને ત્યાગ વૃત્તિ, પરહેઝગારી અને સદાચાર તેમજ ખુલૂસ અને શુદ્ધ ભાવનાનું પરિણામ છે કે આજે હિન્દુસ્તાનની વસ્તીનો પાંચમો ભાગ (જે કયારેક શિર્ક અને જહાલતમાં ડૂબેલો હતો) તે **'વહદહૂ લા શરી–ક લહૂ'** (તે એક છે અને તેનો કોઈ ભાગિયો નથી એવા એક માત્ર અલ્લાહ)ની સમક્ષ પોતાના નમ્ર મસ્તકો ઝુકાવે છે.

ગુજરાત પણ એ પવિત્ર આત્માઓના ધ્યાન અને કૃપાદ્રષ્ટિથી વંચિત નથી રહ્યું. દરેક જમાનામાં તરીકતના પીરો❶ પધારતા રહ્યા અને હિદાયતના નૂરથી, ઉપદેશની જયોતિથી પ્રજાજનોના દિલોને ઉજજવળ બનાવતા રહ્યા.

## મશાઈખે ચિશ્તિય્યહ❷

એ જ બુઝુર્ગો પૈકી શૈખ હુસામુદ્દીન ઉસ્માન બિન દાઉદ અલ

❶ તરીકતના પીરો : આધ્યાત્મિક પરંપરાઓના સદગુરુઓ
❷ 'ચિશ્તી' નામની ઈસ્લામી – આધ્યાત્મિક પરંપરાના પીરો

મુલતાની, અવસાન હિ.સ. ૭૩૬ (ઈ.સ. ૧૩૩૭)ની મહાન હસ્તી પણ છે, જેઓ સુલતાનુલ મશાઈખ નિઝામુદ્દીન મુહમ્મદ અલ બદાયૂનીના મહાન ખલીફાઓ પૈકી હતા. મુહમ્મદ શાહ તુગલકના સમયમાં દિલ્હીથી ગુજરાત પધાર્યા અને નહરવાલા (પાટણ)માં નિવાસ કર્યો, જ્યાં હવે એમનો મઝાર છે.

અલ્લામા કમાલુદ્દીન દહેલ્વી, અવસાન હિ.સ. ૭૫૬ (ઈ.સ. ૧૩૫૫), શેખ નસીરુદ્દીન ચિરાગ દહેલ્વીના ખલીફા અને ભાણેજ હતા. તેઓ પણ ગુજરાત પધાર્યા,❶ અને એમની ઔલાદમાં પેઢી દર પેઢી એવા હઝરાતો અને મહાનુભાવો પેદા થતા રહ્યા, જેમણે બારમી સદી (હિજરી) સુધી આ સિલસિલા (પરંપરા)ને જાળવી રાખ્યો અને હંમેશાં ગુજરાતવાસીઓને પોતાના આધ્યાત્મિક જ્ઞાન અને બરકતોથી ફાયદો પહોંચાડયો.

સત્યવાત તો એ છે કે એમની બરકતો ગુજરાત સુધી મર્યાદિત ન રહી, બલકે જે જમાનામાં હિન્દુસ્તાનમાં ચિશ્તિય્યહ નિઝામિય્યહ સિલસિલો લગભગ નામશેષ થઈ ગયો હતો, ત્યારે શેખ કલીમુલ્લાહ જહાનાબાદીએ, જેઓ એ જ ખાનદાનના એક બુઝુર્ગ શૈખ યાહ્યા બિન મહમૂદ ગુજરાતી, (મુહાજિરે મદીના) અવસાન હિ.સ. ૧૧૦૧ (ઈ.સ. ૧૬૯૦)પાસેથી મદીના મુનવ્વરામાં આ સિલસિલાની રૂહાની બરકતોને પ્રાપ્ત કરીને દિલ્હી પાછા આવ્યા અને પછી હિન્દુસ્તાનમાં ફરી એકવાર આ સિલસિલાના ફૈઝનું ઝરણું વહેતું થઈ ગયું. મૌલાના ફખ્રુદ્દીન દહેલ્વી એ જ સિલસિલાની એક કડી હતા.

શૈખ યાકૂબ બિન મૌલાના ખ્વાજગી, અવસાન હિ.સ. ૭૯૮ (ઈ.સ. ૧૩૯૬), શૈખ ઝૈનુદ્દીન દૌલતાબાદીના ખલીફા અને પોતાના

---

❶ તેઓ પોતે દિલ્હી પરત થયા પણ તેમના પુત્ર પાટણમાં વસ્યા.

જમાનાના મહાન મશાઈખ પૈકી હતા. 'ફુસૂસુલ હિકમ'❶ (કિતાબ) શીખવવામાં ખૂબ જ પ્રવીણ હતા. નહરવાલા (પાટણ)માં એમની ખાનકાહ (આધ્યાત્મ કેન્દ્ર) હતી, જે ગેરમાર્ગે અંધારામાં ભટકતા લોકો માટે હિદાયતના ચિરાગનું કામ આપતી હતી. શૈખ બુર્હાનુદ્દીન અબ્દુલ્લાહ અલ બુખારીએ❷ પણ તેમનાથી લાભ લીધો હતો.

શૈખ રુકનુદ્દીન મૌદૂદ, અવસાન હિ.સ. ૮૪૨ (ઈ.સ. ૧૪૩૮), હઝરત શૈખ ફરીદુદ્દીન મસઉદ ગંજેશકરની ઔલાદમાં હતા, પરંતુ ચિશ્તિય્યહ સિલસિલો શૈખ મુહમ્મદ બિન અહમદ મૌદૂદીથી પ્રાપ્ત કર્યો હતો, જેમને બાપ-દાદા પાસેથી આ સિલસિલો મળ્યો હતો.

હિન્દુસ્તાનમાં આ જ એક તરીકો (પરંપરા) છે, જે હઝરત મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)ના વાસ્તા વગર પહોંચ્યો છે. એ સિલસિલામાં–

- ✦ શૈખ અઝીઝુલ્લાહ મુતવક્કિલ,
- ✦ શૈખ રહમતુલ્લાહ,
- ✦ શૈખ બહાઉદ્દીન (બાજન)❸
- ✦ શૈખ અલી મુત્તકી

...વગેરે મહાન મરતબાવાળા મશાઈખ થયા છે, જેઓ દક્ષિણ હિંદ અને ગુજરાતમાં સદીઓ સુધી લોકોને ફાયદો પહોંચાડતા રહ્યા છે.

શૈખ કબીરુદ્દીન નાગોરી [નાગોરા (રાજસ્થાન)નાં મહાન સંત], અવસાન હિ.સ. ૮૫૮ (ઈ.સ. ૧૪૫૪), સુલ્તાનુત્તારિકીન શૈખ હમીદુદ્દીન સુવાલીના વંશજ હતા. બાપ-દાદા મારફતે આ સિલસિલો પ્રાપ્ત કર્યો હતો. જયારે રાજપૂતોએ અજમેર અને

---

❶ ઈબ્ને અરબી લિખિત તસવ્વુફનો મશ્હૂર ગ્રંથ
❷ શાહ આલમ (રહ.)ના પિતા હઝરત કુત્બે આલમ (રહ.)
❸ ગુજરી ભાષાના મહાન સંત કવિ

નાગોર વગેરે પર કબજો કરી ઈસ્લામનું નામોનિશાન મિટાવી દેવા માટે સાહસ કર્યું, ત્યારે તેઓ પોતાના પ્રિય વતનથી હિજરત કરીને અમદાવાદ આવતા રહ્યા. થોડા દિવસો સુધી અજ્ઞાત ખૂણામાં જીવન વિતાવ્યું; પરંતુ–

**મુશ્ક આંસ્ત કે ખૂદ બબોયદ ન કે અત્તાર બગોયદ**

(કસ્તૂરી તો તે છે જે પોતે જ પોતાની સુગંધ પ્રસારીને પોતાની ઓળખ કરાવી દે છે, કસ્તૂરી વેચનારે એના ગુણગાન કરવાની જરૂર નથી હોતી.)

એ ઉક્તિ અનુસાર લોકોને તેમના વિષે જાણ થઈ અને તેમનું નિવાસ સ્થાન કિબ્લએ હાજાત (લોકોની જરૂરતો પૂરી થવાનું કેન્દ્ર) બની ગયું.

તેઓ મોટા લેખક પણ હતા. 'મિસ્બાહુન નહવ'નું વિસ્તૃત વિવેચન અને વિવરણ લખ્યું હતું.

સૈયદ કમાલુદ્દીન કઝવીની, વફાત હિ.સ. ૮૮૧ (ઈ.સ. ૧૪૭૬), ભરૂચમાં રહેતા હતા. તેમને હઝરત સૈયદ મુહમ્મદ ગેસૂ દરાઝ (રહ.)થી ઈરાદત હતી. અને તેમની ખાનકાહ હંમેશા ખુદાના તાલિબોથી ભરેલી રહેતી હતી.

તેમના ઉપરાંત ચિશ્તિય્યહ સિલસિલાના બીજા મશાઈખ પણ ગુજરાતમાં પધાર્યા અને તેમનાથી ગુજરાતીઓ લાભાન્વિત થયા. લંબાણના ભયથી હું તેમની વિગતોમાં ઊતરતો નથી.

## સુહરવર્દિય્યહ સિલસિલાના મશાઈખ

સુહરવર્દિય્યહ સિલસિલાના મશાઈખમાં મોટા ભાગે સૌ પ્રથમ સૈયદ શરફુદ્દીન મશહદીએ ગુજરાતને પોતાના પવિત્ર પગલાંથી

પાવન કર્યું અને ભરૂચમાં સ્થાયી થયા. તેઓ હઝરત મખ્દૂમ જહાંનિયાન સૈયદ જલાલુદ્દીન હુસૈન બુખારીના જમાઈ અને ખલીફા હતા. હિ.સ. ૮૦૮ (ઈ.સ. ૧૪૦૫)માં તેમનું અવસાન થયું.

સૈયદ યાહ્યા બિન અલી તિરમિઝી પણ મખ્દૂમના તર્બિયત યાફતા અને કેળવણી તેમજ તા'લીમ પામેલા હતા. તેમણે વડોદરામાં નિવાસ કર્યો હતો. ત્યાં જ તેમનો મઝાર છે. તે સ્થળ 'તકિયા માતુરિદિય્યહ'ના નામથી પ્રખ્યાત છે. તેમણે હિ.સ. ૮૫૦ (ઈ.સ. ૧૪૪૬)માં દુનિયાની જંજાળમાંથી મુક્તિ મેળવી.

કાઝી અલમુદ્દીન શાતિબી, સૈયદ સદ્રુદ્દીન રાજૂ કત્તાલના ખલીફા હતા. બીજી કાબિલિયતો અને ખૂબીઓ ઉપરાંત કિરઅત અને તજવીદ (પવિત્ર કુર્આનની પઠનવિદ્યા)માં 'ઈમામે ફન' (એ વિદ્યાના અગ્રણી)ની હેસિયત ધરાવતા હતા. નહરવાલા (પાટણ)માં તેમનો નિવાસ હતો. હિ.સ. ૮૬૦ (ઈ.સ. ૧૪૫૬)માં અવસાન થયું.

સૈયદ બુર્હાનુદ્દીન અબ્દુલ્લાહ બિન મહમૂદ અલ બુખારી, મખ્દૂમ જહાંનિયાનના પૌત્ર હતા. બાર વરસની નાની વયમાં ગુજરાત પધાર્યા. વિદ્યા પ્રાપ્તિ પછી પોતાના મોટા ભાઈ સૈયદ હામિદ બિને મહમૂદ અને પોતાના પિતાના કાકા સૈયદ સદ્રુદ્દીન રાજૂ કત્તાલ પાસેથી ખિલાફતનો ખિર્કો મેળવ્યો, શેખ અહમદ ખટ્ટુ મગરિબીની સેવામાં રહીને ફાયદો મેળવ્યો અને તે જમાનામાં ચિશ્તિય્યહ અને કાદિરિય્યહ અને નકશબંદિય્યહ સિલસિલાના જે મશાઈખ હયાત હતા, તેમાંના દરેકથી ફાયદો મેળવ્યો.

એ વિવિધ આધ્યાત્મિક નેઅમતોથી માલામાલ થયા પછી તેમણે અન્યોને ફૈઝ પહોંચાડવા તરફ લક્ષ આપ્યું. ગુજરાતના સુલતાનો એમની ચરણ રજને કુહલુલ જવાહિર (હીરાને વાટીકૂટીને બનાવેલા અતિ કિંમતી સુરમા) સમાન સમજતા હતા. તેમનું હિ.સ.

૮૫૭ (ઈ.સ. ૧૪૫૩)માં અવસાન થયું.

સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ અલ બુખારી તેમના સુપુત્ર હતા. અને તેમનો રુશ્દો હિદાયતનો, અધ્યાત્મ જ્ઞાન પ્રદાનનો અને ઉપદેશનો સિલસિલો લાંબા સમય સુધી ચાલુ રહ્યો. એ જ ખાનદાનમાં–

- સૈયદ મુહમ્મદ ઝાહિદ,
- સૈયદ જલાલ,❶
- સૈયદ મુહમ્મદ,
- સૈયદ જલાલ બીજા,❷
- સૈયદ જા'ફર,❸
- સૈયદ અલી,

... વગેરે થયા છે.

એ બુઝુર્ગોનો સિલસિલો સમગ્ર ગુજરાતમાં ફેલાયેલો હતો.

- શેખ ઉસ્માન,❹
- શેખ અલી ખતીબ,
- શેખ અબ્દુલ લતીફ,❺
- કાઝી મહમૂદ,
- કાઝી હમ્માદ,
- મૌલાના તાજુદ્દીન,
- મૌલાના મખ્દૂમ શેખ શરફુદ્દીન શહબાઝ,

અને ગુજરાતના બીજા ઘણા મશાઈખ એ જ સિલસિલાના ગુણ ભંડારથી પરિતૃપ્ત થયેલા હતા.

---

❶ ફારસી કવિ પણ હતા. 'જલાલ' તખલ્લુસ હતું. તેમના ફારસી કાવ્યોનો દીવાન દરગાહ હઝરત પીર મુહમ્મદ શાહ લાયબ્રેરી અને રીસર્ચ સેન્ટર તરફથી પ્રકાશિત થયેલ છે.

❷ મુઘલ સમ્રાટ શાહ જહાનના સદ્રુસ્સુદૂર હતા. તેઓ પણ ફારસી અને ગુજરી ભાષાના કવિ હતા. તેમના ફારસી કાવ્યોનો સંગ્રહ હૈદરાબાદ સાલાર જંગ મ્યુઝિયમ લાયબ્રેરીમાં છે.

❸ તે મુહદ્દિસ તથા મુફસ્સિર હતા. તે પણ ફારસી તથા ગુજરી ભાષાના કવિ હતા. તેમનું ઉપનામ 'સફા' હતું.

❹ શમ્સે બુર્હાની, ઉસ્માનપુર વસાવનાર

❺ દાવરુલ મુલ્ક જે દાવલ શાહ તરીકે પ્રખ્યાત છે.

(ફૂટનોટ ૧ થી ૫ ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

# મગરિબિય્યહ સિલસિલો

મગરિબિય્યહ સિલસિલાની નામવર, વિખ્યાત વિભૂતિ શેખ અહમદ ખટ્ટુ છે. શિહાબુદ્દીન તેમનો લકબ હતો. ગુજરાતીઓ તેમને 'ગંજબખ્શ'ના લકબથી યાદ કરે છે. તેઓ દિલ્હીના 'ગંજે બાદ આવુર્દ' (આંધીમાં ઊડીને આવેલો ખજાનો) હતા. બાળપણમાં એક વખતે જોરદાર આંધી આવી અને તેમને ઉડાવી લઈ ગઈ. ખુશનસીબે શેખ ઈસ્હાક મગરિબીના હાથમાં આવ્યા. તેઓ તેમને ખટ્ટ લઈ આવ્યા, જે નાગોરની નજીક એક ગામ હતું. શેખ ઈસ્હાક મોટા ભાગે ત્યાં જ રહેતા હતા. તેમણે દિલ ખોલીને તેમને તા'લીમ અને તર્બિયત, શિક્ષણ અને કેળવણી આપી. લાંબા સમય સુધી તેઓ તેમની સાથે રહ્યા.

તેમના અવસાન પછી હજ્જ પ્રવાસે. ત્યાંથી પાછાં ફરતાં જ ગુજરાતના સુલતાન મુઝફ્ફર શાહ પહેલાના આગ્રહથી ગુજરાતમાં થોભી ગયા. સુલતાન અહમદ શાહ અને તેના પુત્ર મુહમ્મદ શાહને તેમના પ્રતિ ભારે શ્રદ્ધા હતી. અહમદાબાદ શહેરના પાયાનો પથ્થર તેમના પવિત્ર હાથે જ મૂકાવ્યો હતો. પીર અને મુરીદ બંનેનું નામ 'અહમદ' હતું એટલે એ શહેરનું નામ અહમદાબાદ રાખવામાં આવ્યું.

હિ.સ. ૮૪૯ (ઈ.સ. ૧૪૪૫)માં તેમનું અવસાન થયું અને સરખેજમાં દફન થયા. મુહમ્મદ શાહે તેમના મઝાર પર મોટી મોટી ઈમારતો બનાવી.

શેખ મહમૂદ ઈરજી અને શેખ સલાહુદ્દીન
તેમનાથી તર્બિયત અને કેળવણી પામેલા હતા.
સૈયદ અબ્દુલ્લાહ બિન મહમૂદ બુખારી (કુત્બે આલમ) અને
સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહે (શાહ આલમ)એ પણ તેમની
સુહબતનો ફૈઝ પ્રાપ્ત કર્યો હતો.

## ઐદ્રુસિય્યહ સિલસિલો

ઐદ્રુસિય્યહ તરીકાનો વિકાસ હઝરમૌતમાં થયો. ત્યાંથી તે ગુજરાત પહોંચ્યો અને માત્ર ગુજરાત અને દક્ષિણ હિંદ સુધી મર્યાદિત રહ્યો.

સૌ પ્રથમ સૈયદ શેખ બિન અબ્દુલ્લાહ હઝરમી ગુજરાત પધાર્યા અને અમદાવાદમાં નિવાસ કર્યો. હિ.સ. ૯૯૦ (ઈ.સ. ૧૫૮૨)માં તેમનું અવસાન થયું.

થોડાં દિવસો પછી તેમના વડા સુપુત્ર સૈયદ અહમદ બિન શેખ પધાર્યા અને ભરુચમાં વસવાટ કર્યો. તેમનું અવસાન હિ.સ. ૧૦૨૪ (ઈ.સ. ૧૬૧૫)માં થયું. ભરુચમાં તેમનો મઝાર છે.

સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ હઝરમી, સૈયદ શેખના પૌત્ર હતા. પોતાના દાદાના જીવનકાળમાં હિન્દુસ્તાન પધાર્યા. કેટલાક દિવસો અમદાવાદમાં રહ્યા અને દાદાથી આધ્યાત્મિકજ્ઞાન મેળવતા રહ્યા. તે પછી સૂરતમાં વસવાટ કર્યો.

અબૂબક્ર શિલ્લીએ 'અલ મશરઉર્રવી'માં લખ્યું છે :–

**'ઈન અ–ક–દલ ઈજમાઉ અલા ફઝલિહી વ કમાલિહી'**

[તેમની વિદ્વત્તા અને ગુણસંપન્નતા વિશે સર્વાનુમતિ છે]

હિ.સ. ૧૦૩૦ (ઈ.સ. ૧૬૨૧)માં તેમનું અવસાન થયું, અને સૂરતમાં દફન થયા.

શેખ જા'ફર બિન અલી હઝરમી, સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહના ભત્રીજા હતા. ગુજરાત પધારીને કેટલાક દિવસો અમદાવાદમાં રહ્યા. તે પછી સૂરતમાં પોતાના કાકાના જાનશીન થયા. જા'ફર સાદિકના નામથી મશહૂર હતા. શાહ જહાન અને

દારા શિકોહને તેમના પ્રતિ ભારે શ્રદ્ધા હતી. દારા શિકોહની ફરમાઈશથી **'સફીનતુલ ઔલિયા'** (કિતાબ)નો અરબીમાં અનુવાદ કર્યો હતો. હિ.સ. ૧૦૬૪ (ઈ.સ. ૧૬૫૪)માં તેમનું અવસાન થયું. સૂરતમાં પોતાના કાકાની પાસે દફન થયેલા છે.

શેખ નૂરુદ્દીન મુહમ્મદ બિન અલી રાંદેરી પણ આ જ સિલસિલાના એક બુઝુર્ગ હતા. તેમણે **'રફીકુલ મુહમ્મદિય્યહ ફી તરીકિસ સૂફિયા'** નામની લાજવાબ કિતાબ લખેલી છે. મારા મિત્ર નવાબ નૂરુલ હસનખાન મર્હૂમના પુસ્તકાલયમાં એની એક પ્રત મોજૂદ છે. તેમનું અવસાન હિ.સ. ૧૦૬૮ (ઈ.સ. ૧૬૫૮)માં થયું.

તેમના ઉપરાંત આ સિલસિલાના બીજા પણ મશાઈખ ગુજરાત પધાર્યા અને ત્યાંના લોકોને પોતાના ફૈઝ અને બરકતોથી માલામાલ કરી દીધા. સૌનું વર્ણન કરવામાં ખૂબ લંબાણ થઈ જવાનો સંભવ છે.

## કાદિરિય્યહ સિલસિલો

મોટાભાગે સૌથી પ્રથમ શેખ શમ્સુદ્દીન નાગોરીએ આ સિલસિલાના ફૈઝ અને બરકતો ગુજરાતવાસીઓ સુધી પહોંચાડયા. તેમને શેખ ઇસ્માઈલ બિન ઇબ્રાહીમ જબ્રતીથી આ સિલસિલો પહોંચ્યો હતો.

તે પછી શેખ જમાલ બિન અલ હુસૈન અલ બગદાદીને બહાદુર શાહ ગુજરાતીએ અત્રે પધારવાની તકલીફ આપી. હિ.સ. ૯૭૧ (ઈ.સ. ૧૫૬૪)માં તેમનું અવસાન થયું.

શેખ જમાલના સુપુત્ર અને જાનશીન શેખ યતીમુલ્લાહ મોટા મહાન મરતબાના શેખ હતા. હિ.સ. ૧૦૦૯ (ઈ.સ. ૧૬૦૧)માં તેમનું અવસાન થયું.

શેખ અબ્દુલ ફત્તાહ અસ્કરી, 'મષનવીએ મઅનવી'❶ ના વિવરણ કર્તા અને ભાષ્યકાર પણ એ જ સિલસિલાના એક મશહૂર અને લોકપ્રિય બુઝુર્ગ હતા. તેઓ અમદાવાદમાં રહેતા હતા. તેમના જ વંશમાં મદ્રાસ (તામીલનાડુ) રાજયના વેલોરમાં (એક) મુબારક ખાનદાન છે, જે આજ સુધી પોતાના ઈલ્મ અને મશીખત (આધ્યાત્મિક મરતબા)ના કારણે અનોખું સ્થાન ધરાવે છે.

સૈયદ અબ્દુસ્સમદ ખુદાનુમા પણ ગુજરાતમાં રહેતા હતા, તેમનાથી સૈયદ અબ્દુર્રઝઝાક બાંસવીએ સિલસિલો પ્રાપ્ત કર્યો અને હજુ સુધી ફિરંગીમહલ (લખનૌ)ના આલિમો એ જ હકીકતના મદીરાલયમાંથી મદીરાપાન કરીને મસ્ત છે.

## રિફાઈય્યહ સિલસિલો

સૈયદ અહમદ કબીર રિફાઈના સિલસિલાથી હિંદવાસીઓ ઘણા ઓછા પરિચિત છે. એ સિલસિલાના અકાબિર (મહાપુરુષો) વખતો વખત હિન્દુસ્તાન પધાર્યા, પરંતુ તેમનો ફૈઝ ગુજરાત અને દખ્ખણ સુધી સીમિત રહ્યો.

શેખ શરફુદ્દીન અસાવલી એ જ સિલસિલાના એક બુઝુર્ગ હતા. તેમના ફૈઝ અને બરકતોથી ગુજરાતવાસીઓએ લાંબા કાળ સુધી ફાયદો ઊઠાવ્યો.

શેખ શરફુદ્દીન અસાવલીના ખલીફા શેખ નસીર બિન જમાલ અલ નવસારવી હતા. તેઓ પોતાના ઈલ્મ અને પવિત્રતાના કારણે મોટા જબરજસ્ત શેખ હતા. હિ.સ. ૮૫૧ (ઈ.સ. ૧૪૪૭)માં તેમનું અવસાન થયું.

---

❶ હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.)નું મષનવી શરીફ પુસ્તક (કાવ્ય સંગ્રહ છ ભાગમાં) છે.

એક બીજા બુઝુર્ગ સૈયદ અલી બિન અબ્દુર્રહીમ રિફાઈ હતા. તેમનું અવસાન હિ.સ. ૮૫૬ (ઈ.સ. ૧૪૫૨)માં થયું હતું. તેઓ પણ મૃત્યુ પર્યંત અમદાવાદમાં રહ્યા, અને ગુજરાતવાસીઓને પોતાના ફઝલ અને કમાલથી લાભાન્વિત કરતા રહ્યા.

એક બીજા બુઝુર્ગ સૈયદ અલી બિન ઇબ્રાહીમ રિફાઈ હતા. તેમનો નિવાસ પણ અમદાવાદમાં હતો. અવસાન હિ.સ. ૯૯૩ (ઈ.સ. ૧૫૮૫)માં થયું.

સૈયદ અબ્દુર્રહીમ રિફાઈ અરબસ્તાનથી આવીને સૂરતમાં સ્થાયી થયા. લાંબા કાળ સુધી તેમનો સિલસિલો ચાલુ રહ્યો. તેમનું અવસાન હિ.સ. ૧૧૩૨ (ઈ.સ. ૧૭૨૦)માં થયું હતું.

## નકશબંદિય્યહ સિલસિલો

સબળ અનુમાન એવું છે કે નકશબંદિય્યહ સિલસિલો સૌ પ્રથમ ગુજરાતમાં શેખ નૂરુદ્દીન અબુલ ફુતૂહ શીરાઝી મારફતે પહોંચ્યો. તેમને મીર સૈયદ શરીફથી ઈરાદત (શ્રદ્ધા, નિસ્બત) હતી.

કેટલાક સમય પછી ખ્વાજા જમાલુદ્દીન ખારઝમી પધાર્યા અને સૂરતમાં નિવાસ કર્યો. તેમનું અવસાન હિ.સ. ૧૦૧૬ (ઈ.સ. ૧૬૦૭)માં થયું. સૂરતમાં તેમનો મઝાર છે.

તેમના વંશમાં :—

ખ્વાજા અબુલ હસન,
ખ્વાજા સૈયદ મુહમ્મદ,
ખ્વાજા નૂરુલ હસન,
ખ્વાજા ફૈઝુલ હસન,
ખ્વાજા નૂરુલ આ'લા

... વગેરે લાંબા કાળ સુધી આ સિલસિલાના અલમબરદાર (ઝંડાધારી) રહ્યા,

ખ્વાજા મુહમ્મદ દેહદારી, ખ્વાજા જમાલુદ્દીન ખારઝમીના સમકાલીન હતા. તેમણે મૌલાના અબ્દુર્રહમાન જામી પાસે કેળવણી મેળવી હતી. તેઓ પણ એ જ કાળમાં પધારીને સૂરતમાં સ્થાયી થયા. કામરેજનો જમીનદાર તાનસેન તેમના હાથ પર ઈસ્લામ સ્વીકારીને પાવન થયો. હિ.સ. ૧૦૧૬ (ઈ.સ. ૧૬૦૭)માં તેમનું અવસાન થયું, અને સૂરતમાં દફન થયા.

શેખ નૂરુલ્લાહ અને

શેખ નસરુલ્લાહ પેશાવરીએ પોતાના હજ્જ પ્રવાસ વેળા સૂરતમાં કેટલાક દિવસ રોકાઈને તેને ગૌરવ આપ્યું હતું અને આ સિલસિલાનો ફેલાવો કર્યો હતો.

## શત્તારિય્યહ સિલસિલો

શત્તારિય્યહ સિલસિલો શેખ મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી મારફતે ગુજરાતમાં પહોંચ્યો છે. જયારે હુમાયૂંને શેરશાહના હાથે પરાજય પામીને ઈરાન જવું પડયું, ત્યારે શેખ મુહમ્મદ ગૌસ ગુજરાત તશરીફ લાવ્યા. લગભગ બાર વરસ અહીં રહ્યા. અહીં તેમના પર કુફ્રનો ફતવો પણ લગાડવામાં આવ્યો અને સિલસિલાનો ફેલાવો પણ થયો. એ પણ મઝાની વાત છે કે રહેવાસી ગ્વાલિયરના હતાં છતાં આગ્રા અને દિલ્હી આસપાસના લોકો તેમના ફઝલ અને કમાલથી અપરિચિત રહ્યાં. જયારે દક્ષિણહિંદ અને ગુજરાતના આલિમોએ અને મશાઈખે તેમને શિર આંખો પર સ્થાન આપ્યું.

અલ્લામા વજીહુદ્દીન અલવી,

શેખ સદરુદ્દીન ઝાકિર,

શેખ પીર મુહમ્મદ,
શેખ લશ્કર મુહમ્મદ,
શેખ વલી મુહમ્મદ,
શેખ અલી શેર

... અને બીજા ઘણા ગુજરાતના બુઝુર્ગો આ સિલસિલાથી સંકલિત થયા અને ગુજરાત અને દખ્ખણમાં આ સિલસિલો એવો ફેલાયો કે બીજા સિલસિલાઓ એની સામે ફના થઈ ગયા.

શેખ સિબ્ગતુલ્લાહ ભરૂચી એ સિલસિલો લઈને મદીના તય્યિબહ પહોંચ્યા અને મદીનાના મોટા મોટા મશાઈખે તેમનાથી એ સિલસિલો હાસિલ કર્યો.

શેખ લશ્કર મુહમ્મદના અગ્રેસર ખલીફા શેખ ઈસા જુન્દુલ્લાહ❶ હતા, જેઓ તમામ ઉલૂમ અને ફુનૂન, વિદ્યા અને કળામાં અલ્લામા (તજજ્ઞ) હતા અને હદીસ શરીફમાં અનન્ય પ્રતિભા ધરાવતા હતા. તેઓ પણ એ જ સિલસિલાના ઝંડાધારી હતા. તેમની કેળવણીથી એવા એવા બાકમાલ મશાઈખ (મહાન સંતો) નીકળ્યા, જેઓ લાંબા કાળ સુધી હિન્દુસ્તાનના વતનીઓને પોતાના શુભ અસ્તિત્વથી મુસ્તફીદ (લાભાન્વિત) કરતા રહ્યા.

એ હજારો મશાઈખમાંથી, જેમના કશ્ફ અને કરામતની દાસ્તાનોથી ગુજરાતના ઈતિહાસો ભરપૂર છે, મેં માત્ર તે જ બુઝુર્ગો

---

❶ અમદાવાદ સુપ્રસિદ્ધ વિદ્વાન અને ઉસ્તાદ શેખ અહમદ બિન સુલેમાન કુર્દ તેમના નવાસા (દૌહિત્ર) હતા. (જુઓ પૃ. ૧૮૨) શેખ સુલેમાન કુર્દ પણ હદીસ, કિરઅત વગેરે ઉપરાંત અરબી–ફારસીના મહાન સાહિત્યકાર અને સાક્ષર હતા. તેમના વીસેક પુસ્તકોમાંથી ચાર પાંચ પુસ્તકો ઉપલબ્ધ છે.

(ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

(મહાપુરુષો)નો ઉલ્લેખ કર્યો છે, જેઓ મશહૂર સિલસિલાઓમાંથી કોઈક સિલસિલા જોડે સંકલિત હતા અને પોતાના સિલસિલાના સરે હલ્કા (અધ્યક્ષ) હતા.

## ગુજરાતના આલિમો

દેશની કુરુચિ તો જૂઓ કે આરંભથી અત્યાર સુધી હિન્દુસ્તાનમાં સેંકડો ઈતિહાસ ગ્રંથો લખાયા છે, અને વિવિધ શીર્ષકો અને દષ્ટિબિંદુઓથી લખાયા છે, પરંતુ એમાંનો કોઈ પણ ગ્રંથ ઈતિહાસ લેખનના ધોરણ અને કસોટી પર પૂરો ઉતરતો નથી. કોઈ પણ ગ્રંથને જોશો તો જણાશે કે જાણે યુદ્ધો અને વૈભવ વિલાસની કોઈ કથા છે. યુદ્ધ અને લડાઈના વર્ણનથી જો કોઈ પાનું કોરું હશે તો ગીત–સંગીતના વર્ણનથી એ કોરું ન હશે. અને જો પ્રાસમય પંક્તિઓ અને કાવ્યમય કંડિકાઓના કાંટાળા પ્રદેશમાં તમારો પાલવ ભેરવાયો તો એ પણ હાથ ન આવશે. આવી પરિસ્થિતિમાં અને આવી અપૂર્ણ ચિત્ર–મંજૂષા (આલબમ)માં આપણે આપણા પૂર્વજોના શૈક્ષણિક જીવનની સાચી તસવીરની આશા રાખી શકીએ ખરા ?

કેટલાક તે બુઝુર્ગો, મહાત્માઓના હાલાત (જીવન ચરિત્રો) વિશે પુસ્તકો મળે છે, જેઓ તરીકતના કોઈ સિલસિલા (આધ્યાત્મિક પરંપરા) સાથે સંલગ્ન અને સંકળાયેલાં હતા; પરંતુ કુરુચિની પણ કોઈ હદ છે કે તમે એ પુસ્તકોમાંથી તેમના નામો અને વંશો, જન્મ અને ઉછેર, શિક્ષણ અને કેળવણી, જીવન પદ્ધતિ અને ઈલ્મી પ્રવૃત્તિ વિશે સંશોધન કરવા ચાહો તો એક અક્ષર પણ ન મળશે !

રણભેરી, રણશિંગા અને ઢોલ–નગારાનું તો અહીં કંઈ કામ નથી. પરંતુ વાદ્યો અને વાજિંત્રો, ગીત અને સંગીતનું વળગણ અહીં પણ છૂટયું નથી !

ચરિત્ર લેખકની સર્વ શક્તિ તે બુઝુર્ગો અને મહાત્માઓના કશ્ફો, કરામતો અને ચમત્કારોનું વર્ણન કરવામાં ખર્ચાઈ જાય છે. ચરિત્ર લેખક તેમના ચરિત્ર ચિત્રણને એ હદે પહોંચાડવાની કોશિશ કરે છે કે ચરિત્ર નાયકો (બુઝુર્ગો) જાણે માનવોથી પર કોઈ દિવ્ય વ્યક્તિઓ હોય એવો આભાસ થાય છે !

તેઓ ખાતા નથી, પીતા નથી કે સૂતા નથી. માનવ સહજ પ્રવૃત્તિઓથી અને ઈલ્મી પ્રવૃત્તિઓથી તેમને કોઈ સંબંધ કે નાતો નથી ! નૈસર્ગિક નિયમો અને કુદરતી કાનૂનોનો હંમેશા ભંગ કરવો, ત્રિ–સૃષ્ટિ (જડ, ચેતન અને પ્રાણી સૃષ્ટિ) પર તેમજ વિશ્વના મૂળ ચાર ઘટક તત્ત્વો (વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી) પર પોતાની હકૂમત, ખુદમુખ્તારી અને આધિપત્ય સ્થાપવું એ જ તેઓનું જાણે માત્ર કામ છે !

## શેખ અહમદ ખટ્ટુ

કેટલા અફસોસની વાત છે કે શેખ અહમદ ખટ્ટુ, જેમનો ઉલ્લેખ હું આગળ કરી ગયો છું, અને જેઓ ગુજરાત માટે ગૌરવ પાત્ર હતા, તેમનાથી એક નહિ અસંખ્ય કરામતો જાહેર થઈ છે અને તે ગુજરાતના ઈતિહાસ લેખકોએ ખૂબ ભપકા અને ઠાઠપૂર્વક વર્ણવેલી છે; પરંતુ એ નથી બતાવ્યું કે તેમનો ઈલ્મ કેટલી ઊંચી કક્ષાનો હતો અને તેમનાથી ગુજરાત વાસીઓને કઈ કઈ રીતે લાભ થયો હતો !

જયારે એ જ બુઝુર્ગ હજ્જ પ્રવાસથી પાછા ફરતી વેળા સમરકંદ પહોંચ્યા ત્યારે ત્યાં ઉસૂલે ફિકહ (ઈસ્લામી કાયદા શાસ્ત્રના સિદ્ધાંતો)ની એક સમસ્યા અને કૂટપ્રશ્ન વિશે આલિમો ચર્ચા–વિચારણા કરતા હતા; પરંતુ તેનો ઉકેલ જડતો ન હતો. એ

વેળા શેખ અહમદ ખટ્ટુએ પ્રવચન કર્યું તો લોકોમાં ધૂમ મચી ગઈ. લોકો તેમની તરફ દોડયા અને તેમને સભાનું અધ્યક્ષ સ્થાન આપ્યું ! પરંતુ એ જ બુઝુર્ગ હિન્દુસ્તાનની ભૂમિ પર કદમ મૂકે છે તો ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્યા સાથે એમનો કોઈ સંબંધ બાકી નથી રહેતો !

## શેખ અલી મહાઈમી

શેખ અલાઉદ્દીન અલી બિન અહમદ અલ મહાઈમી, ગુજરાતના ગૌરવ પાત્ર છે અને મારી દ્રષ્ટિએ હિન્દુસ્તાનના હજાર વરસના કાળમાં શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી સિવાય, કહીકતોના આલેખનમાં, તેમનો કોઈ સમકક્ષ ન હતો; પરંતુ એમના વિશે એ ખબર નથી કે તેઓ કોના શાગિર્દ હતા ? કોના મુરીદ હતા ? અને શી રીતે તેમણે જીવન વિતાવ્યું ?

તેમની જે કૃતિઓ, પુસ્તકો, નજર સમક્ષ છે, તેને જોઈને હેરત થાય છે કે આવી પ્રતિભાશાળી વ્યકિત જેમને 'બીજા ઈબ્ને અરબી'[1] કહેવું યોગ્ય છે, તેઓ કેવી દયાજનક હાલતમાં છે ! કયાંક બીજે તેઓ જન્મ્યા હોત તો તેમના જીવન ચરિત્ર વિશે કેટલાંયે પુસ્તકો લખાઈ ચૂકયાં હોત, અને કેવા ગૌરવ સહિત ઈતિહાસકારોએ તેમની દાસ્તાનો દોહરાવી હોત !

હવે તેમણે કરેલાં મહાકાર્યો નિહાળો :

- તેમણે કુર્આને મજીદની એક તફસીર (વિવરણ, ભાષ્ય) લખેલી છે જે બે દળદાર ગ્રંથોમાં પ્રગટ થઈ ચૂકી છે. એ તફસીરનું નામ : **'તબ્સીરુર્રહમાન વ તૈસીરુલ મન્નાન'**

---

[1] **ઈબ્ને અરબી** : 'ફુસૂસુલ હિકમ' નામની જગવિખ્યાત કિતાબના મહાન લેખક શેખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી અંદલૂસી (રહ.)

છે. તફસીરો તો સેંકડો લખાયેલી છે, પરંતુ જે કારણે તેમની તફસીરને અનન્યતા અને મહત્તા પ્રાપ્ત થઈ છે તે એ છે કે એમાં આવશ્યક રીતે કુર્આને પાકની આયતે કરીમાના પૂર્વાપર સંબંધ, અનુબંધ અને અનુસંધાનનું એવી દિલનશીન અને મનોહર.શૈલીમાં આલેખન કર્યું છે કે તેને વાંચીને વાચક ડોલી ઉઠે છે, ઝુમી ઉઠે છે અને આપોઆપ તેના મુખમાંથી વાહ ! વાહ ! નીકળી જાય છે !

✦ તેમનું બીજું પુસ્તક **'ઈન્આમુલ મલિકિલ અલ્લામ'** શરીઅતના રહસ્યાર્થો, ગૂઢાર્થો, સંકેતાર્થો અને સૂચિતાર્થો વિશે છે. મારું સબળ અનુમાન છે કે આ વિષય પર એ સૌથી પ્રથમ પુસ્તક છે. શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલ્વીએ પોતે એ જ વિષય પર **'હુજજતુલ્લાહિલ બાલિગા'** નામની એક કિતાબ લખેલી છે. તેમાં દાવો કર્યો છે કે આજ સુધી આ વિશે કોઈ અલગ કિતાબ લખાયેલી નથી. મારા દાવા અને અનુમાનની એ દલીલ છે કે સૌથી પ્રથમ 'મહાઈમી' એ આ વિદ્યામાં કિતાબ લખી છે, જે શાહ વલિય્યુલ્લાહના જોવામાં આવી નથી.

આ કિતાબો ઉપરાંત 'મહાઈમી'ની કૃતિઓ અને કિતાબો નીચે પ્રમાણે છે :

[૧] 'ઈસ્તિજલાઉલ બસર ફિર્રદ્દિ અલા ઈસ્તિકસાઈન્નઝર લિ ઈબ્નિ મત્હરિલ હિલ્લી'

[૨] 'અન્નૂરુલ અઝહર ફી કશ્ફિલ કઝાઈ વલ કદર'

[૩] 'અઝઝવઉલ અઝહર ફી શર્હિન નૂરિલ અઝહર' (નં : ૨ માં દર્શાવેલી કિતાબનું વિવરણ)

[૪] 'મશ્રઉલ ખૂસુસ ફી શર્હિલ ફુસૂસ લિ ઈબ્ને અરબી'

[૫] 'અઝઝવારિફ ફી શર્હિલ અવારિફ લિસ્સુહરવર્દી'

[૬] 'અજિલ્લતુત તાઈદ ફી શર્હિ અદિલ્લતિત્તૌહીદ'

આ ઉપરાંત એમની બીજી કૃતિઓ અને કિતાબો પણ છે. હિજરીસન ૮૩૫ (ઈ.સ. ૧૪૪૨)માં એમનું અવસાન થયું. એમની કબર મહાઈમ (માહીમ), મુંબઈમાં છે.❶

## મુફ્તી રુકનુદીન

---

❶ મહાઈમીની એક કિતાબ ફિકહ વિશે પણ છે. મુંબઈના રઈસ બદરુદ્દીન અબ્દુલ્લાહ કૌરે એનો ઉર્દૂમાં અનુવાદ કરાવીને પ્રગટ કરાવ્યો છે. અને તેની સાથે તેમના જીવન ચરિત્ર વિશે એક પુસ્તિકા પણ સામેલ કરી છે, પરંતુ એનાથી મહાઈમીની ઈલ્મી કાર્યપ્રવૃત્તિઓ પર પ્રકાશ પડતો નથી.

મને મૌલવી હિદાયતુલ્લાહ સાહેબ મરહૂમે જણાવ્યું હતું કે મુંબઈમાં મૌલવી યૂસુફ ખટખટેની પાસે મહાઈમીની એક કિતાબ છે, જેમાં તેમણે તરીકતના પોતાના પીરોનો સિલસિલો વર્ણવેલો છે. મેં પ્રથમ મૌલવી યૂસુફ સાહેબને પત્ર લખ્યો. તે પછી મારા મિત્ર નવાબ નૂરુલ હસન ખાન સાહેબ મરહૂમને વિનંતી કરી કે તેઓ કૃપા કરીને યૂસુફ સાહેબને મળીને તપાસ કરે, પરંતુ ન પત્રનો જવાબ મળ્યો, ન નવાબ સાહેબ મરહૂમને વિશેષ વિગતો મળી !

હવે હું ગુજરાતના આલિમોને સામાન્ય રીતે એ વિનંતી કરું છું કે જે કોઈને શેખ અલી મહાઈમી (રહ.) વિશે વિશેષ વિગતોની જાણ હોય તેઓ કૃપા કરીને એ વિશે મને માહિતગાર કરે અથવા કોઈ એવી કિતાબ બતાવે, જેમાં એમના જીવન વિશે વિગતો મળી શકે.

નોંધ : શેખ અલી મહાઈમીના જીવન તથા કાર્યો પર (મર્હૂમ) મૌલાના અબ્દુર્રહમાન પરવાઝ ઈસ્લાહીનું વિસ્તૃત પુસ્તક મુંબઈથી પ્રકાશિત થયું છે. [ડો. ઝિયાઉદ્દીન દેસાઈ]

મુફતી રુકનુદીન બિન હુસામુદીન નાગોરી નહરવાલા (પાટણ)ના મુફતી હતા. ફિકહ અને ઉસૂલે ફિકહ (ઈસ્લામી કાયદાશાસ્ત્ર અને તેના સિદ્ધાંતો)માં તેમનો દરજ્જો ઘણો ઊંચો હતો. તેમણે કાઝીયુલ કુઝાત (ચીફ જસ્ટિસ–વડા ન્યાયાધીશ) જમાલુદીન બિન મુહમ્મદ અકરમ ગુજરાતીની ફરમાઈશથી 'ફતાવા હમ્માદિય્યહ' લખી, જે હનફી ફિકહની ઘણી મશહૂર કિતાબ છે. ૨૦૪ (બસો ચાર) કિતાબોને નજર સમક્ષ રાખીને એ લખી હતી. 'ફતાવા આલમગીરી' વગેરેમાં એના હવાલા ઠેકઠેકાણે જોવા મળે છે.

અફસોસ છે કે આવા ઉચ્ચ કક્ષાના, મહાન લેખકના જીવનની વિગતો અંધારામાં છે, અને તેમના અવસાનની સાલ પણ જાણી શકાઈ નથી !

## મૌલાના રાજિહ બિન દાઉદ

મૌલાના રાજિહ બિન દાઉદ ગુજરાતી મોટા જબરજસ્ત આલિમ હતા. અલ્લામા સખાવીએ 'અઝઝૌઉલ લામિઅ'માં તેમનો ઉલ્લેખ કરેલો છે, અને તેમની સમજશકિત તેમજ પારગામી બુદ્ધિની પ્રશંસા કરી છે.

તેઓ લખે છે કે :–

**"ગુજરાતના આલિમો પાસે ઉલૂમ અને ફુનૂન, વિદ્યા અને કળા પ્રાપ્ત કર્યા પછી મક્કા મુઅઝ્ઝમા આવ્યા. હિ.સ. ૮૯૪ (ઈ.સ. ૧૪૮૯)માં તેમની જોડે મારી મુલાકાત થઈ. મા'કૂલ અને મન્કૂલ (બૌદ્ધિક અને રિવાયતી,) જાહેરી અને બાતિની તમામ વિદ્યાઓમાં પારંગત હતા. કાવ્ય રચના પણ સરસ કરતા હતા. મેં તેમને 'અલ ફીયતુલ હદીસ' (કિતાબ)ની શર્હ (ભાષ્ય) શીખવી**

અને પ્રમાણપત્ર આપ્યું.''

અફસોસ છે કે આવી ગુણસંપન્ન, શકિતશાળી અને પ્રતિભાશાળી વ્યકિતની કૃતિઓ અને કિતાબોથી દેશ મહરૂમ (વંચિત) છે. તેમની બીજી કોઈ કિતાબ હવે મળતી નથી. હિ.સ. ૯૦૪ (ઈ.સ. ૧૪૯૯)માં અવસાન થયું. અમદાવાદમાં દફન થયા, પરંતુ હવે કોઈ એ પણ જાણતું નથી કે તેમની કબર કયાં છે !

## કાઝી જગન

કાઝી જગન ગુજરાતના ઘણા મોટા આલિમ અને વિદ્વાન હતા, પરંતુ તેમનાં નામ અને નસબ (કુળ)ની પણ ખબર નથી ! વિદ્વાન (લેખક) ચલપીએ 'કશ્ફુઝઝુનૂન'માં લખ્યું છે કે કાઝી જગન ગુજરાતના કણ કસ્બામાં રહેતા હતા.❶

અફસોસ છે કે એક શખ્સ કુસ્તુન્તુનિયા (કોન્સ્ટન્ટીનોપલ)માં બેસીને બતાવે છે કે તેઓ કયાંના રહેવાસી હતા, અને ખુદ ગુજરાતીઓ એટલું પણ જાણતા નથી !

હનફી ફિકહમાં તેમની કિતાબ 'ખઝાનતુર્રિવાયાત' ઘણી મશહૂર કિતાબ છે; પરંતુ હનફી આલિમો તેમની રિવાયતોને મુઅતબર (ભરોસા પાત્ર) માનતા નથી.

લગભગ હિ.સ. ૯૨૦ (ઈ.સ. ૧૫૧૪)માં તેમનું અવસાન થયું.

## મૌલાના અલાઉદ્દીન

---

❶ કાઝી જગન મૂળ 'કડી' (જિલ્લો : મહેસાણા, ઉત્તરગુજરાત)ના વતની હતા.
– મૌલાના હબીબુર્રહમાન ગઝનવી
'આબે હયાત' સપ્ટે. ૧૯૬૩ પા. ૨૨

અબુલ અબ્બાસ અલાઉદ્દીન અહમદ નહરવાલા ઉચ્ચ કક્ષાના મુહદ્દિસ (હદીસવેત્તા) હતા. અલ્લામા ઈઝઝુદ્દીન અબ્દુલ અઝીઝ બિન ફહદ અને હાફિઝ નૂરુદ્દીન અબુલ ફુતૂહ શીરાઝી વગેરે હદીસના ઈમામો પાસેથી તેમને ઈજાઝત (સનદ) હતી.

જીવનના અંતકાળમાં મકકા મુઅઝઝમા ગયા હતા. હરમૈન (મકકા અને મદીના)ના આલિમોએ ખૂબ જ ઉમળકા અને શોખથી તેમની પાસે (શિક્ષણ મેળવીને) સનદો મેળવી. જીવનના અંત સુધી શીખવા–શીખવવામાં, અધ્યયન–અધ્યાપનમાં પ્રવૃત્તિશીલ રહ્યા.

હિ.સ. ૯૪૯ (ઈ.સ. ૧૫૪૨)માં વફાત થઈ.

## મૌલાના અબ્દુલ મલિક

મૌલાના અબ્દુલ મલિક અબ્બાસીની ગણના તે મહાન મુહદ્દિસોમાં થાય છે, જેમણે પોતાના સમગ્ર જીવનો એ જ પવિત્ર વિદ્યાની સેવામાં વીતાવી દીધા.

તેમણે પોતાના ભાઈ મૌલાના કુત્બુદ્દીન પાસે હદીસનું શિક્ષણ મેળવ્યું હતું. તેમણે અલ્લામા સખાવી પાસે પણ શિક્ષણ મેળવ્યું હતું. 'સહીહ બુખારી'નો સંપૂર્ણ ગ્રંથ અર્થ સહિત તેમને મોઢે યાદ હતો.

એક ઈતિહાસકાર તેમના વિશે લખે છે :–

**'તેઓ કુર્આન શરીફ અને સહીહ બુખારીના (શબ્દો અને અર્થોના) હાફિઝ (કંઠસ્થ કરનાર) હતા. અને પોતાની યાદદાશ્ત (સ્મૃતિ) વડે શિક્ષણ આપતા હતા. તેમના જમાનામાં તવકકુલ❶ અને એકાંતવાસમાં તેઓ અજોડ હતા.'**

---

❶ તવકકુલ : દુનિયાથી બેપરવાહ થઈને માત્ર અલ્લાહના ભરોસે અલ્લાહની યાદમાં જીવન વીતાવવું

લગભગ હિ.સ. ૯૭૦ (ઈ.સ. ૧૫૬૩)માં અવસાન થયું.

## શેખ હસન મુહમ્મદ

અબૂ સાલિહ હસન બિન મુહમ્મદ ગુજરાતી, મૌલાના કમાલુદ્દીન અલ્લામાની ઔલાદમાંથી હતા. ઈલ્મ અને મશીખત (આધ્યાત્મિક સદગુરુ પદ) એમના ઘરાનાની (વંશપરંપરાગત) ચીજ હતી. તેમણે ચાલીસ વરસ સુધી ઈલ્મની ખિદમત કરી અને પોતાની જાહેરી અને બાતિની ગુણ સંપત્તિથી લોકોને ફાયદો પહોંચાડયો. તેમની કૃતિઓ (કિતાબો) નીચે પ્રમાણે છે :

(૧) તેમણે કુર્આન શરીફની તફસીર (વિવરણ અને ભાષ્ય) લખેલી છે, જેમાં આયતોના પરસ્પર સંબંધ તરફ વધારે ધ્યાન કેન્દ્રિત કરેલું છે.

(૨) તેમણે 'તફસીરે બૈઝાવી'નો હાશિયો (ભાષ્ય) લખેલો છે.

(૩) 'નુઝહતુલ અર્વાહ'ની શર્હ (વિવરણ) લખેલી છે.

હિ.સ. ૯૮૨ (ઈ.સ. ૧૫૭૫) તેમના અવસાનની સાલ લખેલી છે.

## મૌલાના મુહમ્મદ તાહિર

અલ્લામા મજદુદ્દીન મુહમ્મદ બિન તાહિર પટણી એટલી ઊંચી કક્ષાના મુહદ્દિસ હતા કે, તેમના ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્વત્તા વિશ્વ વિખ્યાત છે અને તેમની કૃતિઓ અને કિતાબોથી હિજાઝ અને યમનના આલિમો પણ એ જ પ્રમાણે ફાયદો ઊઠાવે છે, જે પ્રમાણે હિન્દુસ્તાનના આલિમો :

- મુલ્લા મીઠા,
- શેખ નાગોરી,

◆ મૌલાના યદુલ્લાહ અને ◆ મૌલાના બુર્હાનુદ્દીન❶

પાસે ઈલ્મ મેળવ્યા બાદ તેમણે મકકા મુઅઝઝમા જઈને શેખ અબુલ હસન બકકરી, અલ્લામા ઈબ્ને હજર મકકી, શેખ અલી ઈબ્નુલ અર્રાક, શેખ જારુલ્લાહ બિન ફહદ અને બીજા મહાન મુહદ્દિસો પાસે હદીસનું શિક્ષણ મેળવ્યું અને લાંબા સમય સુધી શેખ અલી મુત્તકી (રહ.)ની સુહ્બત અને સત્સંગમાં રહ્યા. ત્યાંથી (પાટણ) પાછા આવ્યા બાદ લેખન અને શિક્ષણ સિવાય બીજું કોઈ કાર્ય કે પ્રવૃત્તિ કરી નહિ. પોતાના પિતાના વારસા રૂપે જે કંઈ સંપત્તિ મળી હતી તે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ અને સહાય આપવામાં વાપરી નાખી.

શેખ અબ્દુલ કાદિર હઝરમી 'અન્નૂરુસ્સાફિર'માં લખે છે :

'આપણા કેટલાક મશાઈખે ફરમાવ્યું છે કે, ગુજરાતના આલિમોમાંથી હદીસ વિદ્યામાં કોઈ એમનો સમકક્ષ અમારી જાણમાં નથી.'

તેમની સૌથી મશહૂર કૃતિ 'લુગતે હદીસ' (હદીસનો શબ્દ કોશ) 'મજમઉ બિહારિલ અનવાર' છે. તેના વિશે કહી શકાય કે તે 'સિહાહ સિત્તા'❷ની શર્હ (વિવરણ અને ભાષ્ય) છે. નવાબ સૈયદ સિદ્દીક હસન ખાન મર્હૂમ 'ઈત્તિહાફુન નુબલાઅ'માં તેના વિશે લખે છે કે :–

---

❶ મુલ્લા મીઠા, શેખ નાગોરી, મૌલાના યદુલ્લાહ, મૌલાના બુર્હાનુદ્દીન એ ચારેય ગુજરાતના મહાન આલિમો હતા. મુલ્લા મીઠાનો લકબ 'ઉસ્તાઝુઝ ઝમાન' હતો. અફસોસ કે આ ચારેય આલિમોના જીવનની કંઈ વિગતો મળતી નથી. જો વાચકોમાંથી કોઈને તે વિશે કંઈ માહિતી હોય તો કૃપા કરીને મને માહિતગાર કરે.

❷ સિહાહ સિત્તા : હદીસના પ્રમાણભૂત છ ગ્રંથો

'જયારથી આ કિતાબ લખાઈ છે, ત્યારથી અહલે ઈલ્મ (વિદ્વાનો)માં એ મકબૂલ અને લોકપ્રિય છે અને સૌ એમાં સંમત છે. શેખ મુહમ્મદ તાહિરે એને લખીને આલિમો પર ઘણું મોટું અહેસાન કર્યું છે.'

આ કિતાબ ઉપરાંત એમની કૃતિઓમાંથી

'અલમુગ્ની ફી અસ્માઈર્રિજાલ' અને
'તઝકિરતુલ મૌઝૂઆત'
બેમિસાલ, અજોડ કિતાબો છે.

હિ.સ. ૯૮૬ (ઈ.સ. ૧૫૭૯)માં તેમને શહાદતનો મરતબો મળ્યો

## મુફતી કુત્બુદીન

મુફતી કુત્બુદીન મુહમ્મદ નહરવાલા (પટણી) ગુજરાતના તે મહાન આલિમો પૈકી હતા, જેમના પર આપણને સૌને ગર્વ છે. તેઓ ઘણા મોટા મુહદ્દિસ અને સાહિત્યકાર હતા. પોતાના પિતા મૌલાના અલાઉદ્દીન અહમદ પાસે ઈલ્મ મેળવીને મકકા મુઅઝઝમા ગયા, અને શેખ અહમદ બિન મુહમ્મદ અલ અકીલી અન નવીરી પાસે અને યમનના મુહદ્દિસ અબ્દુર્રહમાન બિન અલી દબીઅ પાસે હદીસનું શિક્ષણ મેળવ્યું.

નૂરુદ્દીન અબૂલ ફુતૂહ શીરાઝીથી તેમને પણ સહીહ બુખારીની સનદ મળેલી હતી, જે હદીસ વેત્તાઓની શ્રૃંખલાની થોડીક જ વિભૂતિઓથી પ્રાપ્ત થયેલી હોવાથી હિજાઝ અને યમનમાં ઘણી લોકપ્રિય થઈ છે. તેમને હરમ શરીફમાં શિક્ષણ આપવાનું બહુમાન પ્રાપ્ત થયું અને હિન્દી હોવા છતાં મકકાના અમીરોના 'મીર

મુનશી'❶ નીમવામાં આવ્યા.

કાઝી શૌકાની 'અલ બદરુત્તાલિઅ'માં લખે છે :-

**'કુત્બુદ્દીન ઘણા મોટા વકતા અને મધુરભાષી હતા. તેમની કિતાબ 'અલ બર્કુલ યમાની'ને જોઈને તેમની ફસાહત (વાકપટુતા) અને મધુર ભાષિતાનો હરેક શખ્સ અંદાજો કરી શકે છે.'**

'અલ બર્કુલ યમાની' તેમની એક કિતાબનું નામ છે, જેમાં (તુર્કીની) ઉસ્માનિયા સલ્તનતે યમન પર મેળવેલા વિજયનો ઈતિહાસ વર્ણવેલો છે.

એ ઉપરાંત તેમની સૌથી વધારે મશહૂર કિતાબ 'અલ એ'લામુ બિ આ'લામિ બૈતિલ્લાહિલ હરામ' છે. આ બે કિતાબો ઉપરાંત બીજી પણ તેમની કૃતિઓ છે, જેનો ઉલ્લેખ જુર્જી ઝૈદાને 'આદાબુલ લુગતિલ અરબિય્યહ'માં કર્યો છે.

હિ.સ. ૯૯૯ (ઈ.સ. ૧૫૯૧)માં તેમનું અવસાન થયું.

## અલ્લામા વજીહુદ્દીન અલવી

અલ્લામા વજીહુદ્દીન બિન નસરુલ્લાહ અલવી ગુજરાતના તે લોકપ્રિય આલિમો પૈકી છે, જેમના અહેસાનમાંથી હિન્દુસ્તાન-વાસીઓ કયારેય મુકત થઈ શકે એમ નથી. તેઓ અલ્લામા ઈમાદુદ્દીન મુહમ્મદ તારિમીના શાગિર્દ હતા.

લગભગ ૨૦ (વીસ) વરસની ઉંમરથી તેમણે શિક્ષણ આપવાનું શરૂ કર્યું અને સડસઠ (૬૭) વરસ સુધી અમદાવાદમાં

---

❶ **મીર મુનશી** : મુખ્ય સચિવ Chief Secretary

મા'કૂલ અને મન્કૂલ (તાર્કિક અને રિવાયતી), જાહેરી અને બાતિની વિદ્યાઓનું શિક્ષણ આપતા રહ્યા.

તેમણે 'શર્હે જામી'થી લઈને 'તફસીરે બૈઝાવી' સુધી ૨૩ (તેવીસ) કિતાબોના હવાશી, શર્હ, વિવરણો, વિવેચનો અને ભાષ્યો લખ્યાં. તેમના જીવનકાળ દરમિયાન જ અમદાવાદથી લાહોર સુધી તેમનાં શાગિર્દો ફેલાઈ ગયા અને ઈલ્મી ખિદમતો, શૈક્ષણિક સેવાઓમાં પ્રવૃત્ત થઈ ગયા.

'ઉસ્તાઝુલ અસાતિઝહ' (શિક્ષકોના શિક્ષક)ની મહાન પદવી પોતાના જીવન કાળમાં જ તેમને પ્રાપ્ત થઈ ગઈ હતી. તેમની મશહૂર અને પ્રખ્યાત કિતાબો નીચે પ્રમાણે છે :–

(૧) હાશિયા તફસીરે બૈઝાવી
(૨) હાશિયા કશ્ફુલ ઉસૂલે બઝદવી
(૩) હાશિયા તલ્વીહ
(૪) હાશિયા હિદાયા
(૫) હાશિયા શર્હે તજરીદ
(૬) હાશિયા બર હાશિયએ કદીમા
(૭) હાશિયા શર્હે મવાકિફ
(૮) હાશિયા શર્હે મકાસિદ
(૯) હાશિયા શર્હે અકાઈદ
(૧૦) હાશિયા ઉઝદિયા
(૧૧) હાશિયા શર્હે હિકમતિલ ઐન
(૧૨) હાશિયા મુતવ્વલ
(૧૩) હાશિયા મુખ્તસર
(૧૪) હાશિયા શર્હે ચિગ્મિની
(૧૫) હાશિયા શર્હે વિકાયા

(૧૬) હાશિયા કુત્બી
(૧૭) હાશિયા શર્હે મુલ્લા
(૧૮) હાશિયા શર્હે ઈર્શાદ
(૧૯) શર્હે નુખ્બતુલ ફિક્ર
(૨૦) શર્હે રિસાલએ કૌશજિયા
(૨૧) શર્હે અબ્યાતે તસહીલ
(૨૨) શર્હે લવાઈહ
(૨૩) શર્હે જામે જહાં નુમા

હિ.સ. ૯૯૮ (ઈ.સ. ૧૫૯૦)માં તેમનું અવસાન થયું, અને અમદાવાદમાં દફન થયા. એમનો મઝાર લોકો માટે ઝિયારતનું સ્થળ છે.

## કાઝી અલાઉદ્દીન

કાઝી અલાઉદ્દીન ઈસા ગુજરાતી પણ અલ્લામા ઈમાદુદ્દીન મુહમ્મદ તારિમીના શાગિર્દ હતા, અને શિક્ષણ પ્રદાન કરવામાં તેમજ અધ્યાપનમાં પોતાના સમકાલીન મૌલાના વજીહુદ્દીન અલવી કરતાં કમ ન હતા, પરંતુ અફસોસ છે કે તેમના જીવનની વિગતો કોઈ કિતાબમાં મને નથી મળી. અલબત્ત, ઈસા ઈબ્ને અબ્દુર્રહીમ ગુજરાતીની કેટલીક કિતાબો જોવામાં આવી છે અને મારું પ્રબળ અનુમાન છે કે એ તેમની જ છે.

તેમાંથી એક કિતાબ કામૂસના ખુત્બાની શર્હ (વિવેચન) છે, જેની એક પ્રત એશિયાટિક સોસાયટી, બંગાળના પુસ્તકાલયમાં મોજૂદ છે. એ શર્હનો હવાલો 'તાજુલ ઉરૂસ શર્હે કામૂસ'માં સૈયદ મુર્તઝા ઝબીદી, (બેલગ્રામી)એ પણ આપ્યો છે. બીજી પ્રત ખુદ મારા પુસ્તકાલયમાં છે અને તેમાં સમાઅ[1] વિશે ચર્ચા કરેલી છે. એમાં

---

[1] સમાઅ : ગીત–સંગીત સાંભળવું

આ વિવાદાસ્પદ અને ચર્ચાસ્પદ સમસ્યાનો ઉકેલ એવી ખૂબીથી કાઢયો છે કે માત્ર તેને વાંચવાથી મન ઝુમી ઉઠે છે.

## કાઝી બુર્હાનુદ્દીન

કાઝી બુર્હાનુદ્દીન નહરવાલા (પટણી) ઈમામ શિહાબુદ્દીન અહમદ ગુજરાતીની ઓલાદમાં શિક્ષણ અને અધ્યાપનની વિપુલતાના કારણે પોતાના કાળમાં અનન્ય હતા. મુહમ્મદ બિન આસફીએ 'ઝફરુલવાલિહ'માં લખ્યું છે કે શરૂઆતમાં ગુજરાતમાં ઈલ્મ (જ્ઞાન) અને વિદ્યાનો ફેલાવો તેમના જ કારણે થયો હતો. તેમના શબ્દો આ પ્રમાણે છે :–

**'વ મિન્હુ ઈન્ત–શ–ર–તિલ ઉલૂમુ ઈબ્તિદાઅન બિ ગુજરાત'**❶

પરંતુ અફસોસ છે કે ગુજરાત પર જેમનું અહેસાન છે તેમના જીવનની વિગતો પણ કોઈએ લખી નથી !

## મૌલાના સિબ્ગતુલ્લાહ

મૌલાના સિબ્ગતુલ્લાહ બિન રૂહુલ્લાહ હુસૈની ભરૂચના વતની અને અલ્લામા વજીહુદ્દીનના શાગિર્દે રશીદ–પટ્ટ શિષ્ય હતા. લાંબા કાળ સુધી ભરૂચમાં અને કેટલોક સમય અહમદ નગર અને બીજાપૂરમાં ઉલૂમ અને ફુનૂન, વિદ્યા અને કળાનો ફેલાવો કર્યો. ત્યાર પછી હિજાઝ પહોંચ્યા. હજજ અને ઝિયારતથી ફારિગ થઈને ઉહુદ પહાડ પર નિવાસ કર્યો અને સમગ્ર જીવન એ જ પહાડ ઉપર વીતાવી દીધું.

હરમૈન મુહતરમૈન❷ના આલિમોએ આ તકને કિંમતી

---

❶ શરૂઆતમાં ગુજરાતમાં જ્ઞાન અને વિદ્યાનો ફેલાવો તેમના જ કારણે થયો હતો.

❷ બે પવિત્ર નગરો : મક્કા અને મદીના

સમજીને તેમના ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્યાનો પૂરતો લાભ લીધો.

શેખ અહમદ બિન અબ્દુલ કુદ્દૂસ અશ–શન્નાવી,
અબૂબક્ર બિન કુઉદ્દુન્નસફી,
મુહમ્મદ બિન ઉમર બિન મુહમ્મદ અલ હઝરમી, અને
શેખ અબ્દુલ અઝીમ અલ મકકી જેવા પ્રખ્યાત અને નામવર શખ્સો તેમના શાગિર્દ થયા.

તેમણે **'તફસીરે બૈઝાવી'** પર હાશિયો (વિવરણ અને વિવેચન) લખ્યો છે, જે તુર્કીના શહેરો સુધી પહોંચ્યો અને આલિમોએ તેને હાથો હાથ લીધો.

એ ઉપરાંત તેમની બીજી પણ કિતાબો છે, જે તેમણે અરબસ્તાનના આલિમોની ફરમાઈશથી લખી હતી. મુહમ્મદ બિન ફઝલુલ્લાહ મુહિબ્બીએ **'ખુલાસતુલ અસર ફી અઅયાનિલ કરનિલ હાદી અશર'**માં તેમનું વિસ્તૃત જીવન ચરિત્ર લખેલું છે.

શેખ નજમુદ્દીન ગઝ્ઝીએ 'લુત્ફુસ્સમર'માં તેમની ઘણી તારીફ અને પ્રશંસા કરી છે.

હિ.સ. ૧૦૧૫ (ઈ.સ. ૧૬૦૭)માં તેમનું અવસાન થયું અને જન્નતુલ બકીઅમાં દફન થયા.

## શેખ અબ્દુલકાદિર

શેખ અબ્દુલકાદિર બિન સૈયદ શેખ હઝરમી ગુજરાતના મશહૂર આલિમ અને લેખક અને સાહિબે સિલસિલા[1] હતા. તેમનું

---

[1] તરીકતના સિલસિલાના શેખ, પીર, આધ્યાત્મિક પરંપરાના સદગુરુ.

પુસ્તકાલય ખૂબ જ આલીશાન હતું.

અલ્લામા જમાલુદ્દીન મુહમ્મદ શામી,
શૈખ મુહમ્મદ બિન અબ્દુર્રહીમ બાજાબિર,
અહમદ બિન રબીઅ બિન અહમદ સંબાતી,
હસન બિન દાઉદ કોંકણી,

અને બીજા મહાન આલિમોએ તેમની પાસે સનદો મેળવી છે.

તેમની કિતાબો પૈકી :

[૧] **'અલ હદાઈકુલ ખઝરહ'** સીરતુન્નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર દળદાર કિતાબ છે.

[૨] **'અન્નૂ રુસ્સાફિર ફી અઅયાનિલ કરનિલ આશિર'** ઈતિહાસનો અતિ ઉપયોગી ગ્રંથ છે.

[૩] **'અર્રવઝુલ અરીઝ'** તેમના અરબી દીવાન (કાવ્ય સંગ્રહ)નું નામ છે.

આ કિતાબો ઉપરાંત તેમની બીજી પણ કિતાબો છે.
મુહમ્મદ બિન ફઝલુલ્લાહ મુહિબ્બીએ **'ખુલાસતુલ અસર'**માં
અબૂબક્ર શિલ્લીએ **'અલ મશરઉર્રવી'**માં
મૌલાના અબ્દુલ હય મરહૂમે **'તસ્બુલ અમાસિલ'**માં તેમનો જીવન પરિચય લખ્યો છે.

હિ.સ. ૧૦૩૮ (ઈ.સ. ૧૬૨૯)માં તેમનું અવસાન થયું અને પોતાની જન્મભૂમી અમદાવાદમાં દફન થયા.

## મુહમ્મદ બિન ઉમર આસફી

અબ્દુલ્લાહ મુહમ્મદ બિન ઉમર આસફી ઉલુગખાની ગુજરાતના નામવર અને વિખ્યાત લોકો પૈકી હતા. મકકા

મુઅઝઝમામાં, સંભવત : ઈઝઝુદ્દીન અબ્દુલ અઝીઝ ઝમઝમી અને શિહાબુદ્દીન ઈબ્ને હજર મકકી પાસે ઉલૂમ અને ફુનૂન, વિદ્યા અને કળાનું શિક્ષણ મેળવ્યું.

ત્યાંથી આવ્યા પછી ઉલુગખાનના દરબારમાં તેમનો સંબંધ બંધાયો અને તેઓ તેના 'મીર મુનશી'❶ થઈ ગયા. તેના મૃત્યુ પછી ઝુઝાર ખાને તેમને પોતાના દરબારમાં એ જ સેવા માટે લઈ લીધા.

તેમની એક કિતાબ ઈતિહાસ વિશે 'ફવાતિહુલ ઈકબાલિ વ ફવાઈહુલ ઈન્તિકાલ' છે, જે ઉલુગખાનના માટે લખી હતી.

તેમની બીજી કિતાબ 'ઝફરુલ વાલિહી બિ મુઝફફર વ આલિહી' છે. એ ઘણી ઉપયોગી કિતાબ છે. મદ્રસએ આલિયહ, કલકત્તા❷ના પ્રિન્સિપાલ મિસ્ટર રાસે, પોતાના કલકત્તાના નિવાસ વખતે ખૂબ જ ઈહતિમામ અને કોશિશથી એને યૂરોપમાં છપાવી હતી, પરંતુ અફસોસ છે કે સંપૂર્ણ કિતાબ તેમને ન મળી, છતાં કિતાબનો જેટલો ભાગ પ્રગટ થયો તે પણ ઉપયોગી માહિતીઓથી ભરપૂર છે.

## મૌલાના અહમદ કુર્દી

મૌલાના અહમદ બિન સુલયમાન કુર્દી ગુજરાતના આલિમોમાં કૌશલ્ય, વિપુલ શિક્ષણ અને અધ્યાપનના કારણે અનન્ય અને અનોખું સ્થાન ધરાવતા હતા. હદીસનું શિક્ષણ પોતાના પિતા પાસે મેળવ્યું હતું, જે શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલવીના શાગિર્દ હતા. અન્ય ઉલૂમ અને ફુનૂન, વિદ્યાઓ અને કળાઓનું શિક્ષણ અલ્લામા

---

❶ મીર મુનશી : મુખ્ય સચિવ Chief Secretary

❷ કલકત્તા મહાવિદ્યાલય, કલકત્તા કોલેજ જે આજે પણ મદ્રસા આલિયહ નામે જ ઓળખાય છે.

મુહમ્મદ શરીફ અને મૌલાના વલી મુહમ્મદ પાસે મેળવ્યું હતું. અભ્યાસક્રમને લગતા પાઠયપુસ્તકોનો અભ્યાસ કર્યા પછી તેમણે પોતાની સંપૂર્ણ શકિત શિક્ષણ પ્રદાન કરવામાં અને અધ્યાપન કાર્યમાં ખર્ચી નાંખી અને જીવન પર્યંત એ સિવાય બીજું કોઈ કામ ન કર્યું.

તેમના શિક્ષણ–વર્તુળમાંથી એવા એવા આલિમો અને વિદ્વાનો નીકળ્યા, જેમની શોહરત અને ખ્યાતિ હિન્દુસ્તાનના ખૂણે ખૂણામાં છે. તેઓ લેખક પણ હતા. 'ફન્ને કલામ'[1] વિશે 'ફુયૂઝુલ કુદસ' તેમની મશહૂર કિતાબ છે.

હિ.સ. ૧૧૧૦ (ઈ.સ. ૧૬૯૮)માં તેમનું અવસાન થયું.

## મૌલાના મુહમ્મદ ફરીદ

મૌલાના મુહમ્મદ ફરીદ, અલ્લામા મુહમ્મદ શરીફના સુપુત્ર હતા. પોતાના વાલિદ પાસે શિક્ષણ મેળવ્યું અને પછી શિક્ષણ પ્રદાન કરવામાં અને અધ્યાપન કાર્યમાં સંપૂર્ણ એકાગ્ર થઈ ગયા, અને સમગ્ર જીવન એમાં જ વીતાવી દીધું.

તેઓ લેખક પણ હતા. 'મુતવ્વલ' પર ખતાઈનો મશહૂર હાશિયો (વિવેચન) છે. તેમણે તેના પર–વિવેચન પર વિવેચન–લખ્યું છે. એ કિતાબ બાંકીપૂર (પટણા)માં ખાનબહાદુર ખુદા બખ્શ ખાનના પુસ્તકાલયમાં મોજૂદ છે.

## સૈયદ મુહમ્મદ રિઝવી (મહબૂબ આલમ)

સૈયદ મુહમ્મદ બિન જાફર બિન જલાલ બિન મુહમ્મદ અલ હુસૈની અલ રિઝવી, મખ્દૂમ જહાંનિયાનના વંશજ હતા. ઈલ્મ અને

---

1 ઈસ્લામી અકીદાઓ વિશે અકલી દલીલોથી ચર્ચા કરવાની સાથે કુર્આન અને હદીસથી સાબિત કરવાની કળા

મશીખત (પીરી) તેમના ખાનદાનમાં વંશપરંપરાગત ચાલી આવતી હતી. તેમણે તેમાં વધારે રોનક બખ્શી અને પોતાની આખી જિંદગી શિક્ષણ અને લેખન કાર્યમાં વાપરી.

તેમણે કુર્આન શરીફની બે તફસીરો લખી. એક અરબીમાં 'જલાલૈન'ની શૈલી પ્રમાણે અને બીજી ફારસીમાં લખી છે. તેમાં એ રીતે નવીનતા છે કે તેમાં અહલે બૈત[1] અલયહિમુસ્સલામની રિવાયતોથી તફસીર કરી છે.

આ બંને કિતાબો ઉપરાંત 'મિશ્કાતુલ મસાબીહ'ની શર્હ (વિવેચન) પણ લખી છે, જેનું નામ 'ઝીનતુન્નિકાત ફી શર્હિલ મિશ્કાત' છે.

હિ.સ. ૧૧૧૧ (ઈ.સ. ૧૭૦૦)માં તેમનું અવસાન થયું.

## શેખ જમાલુદ્દીન

શેખ જમાલુદ્દીન બિન રુકનુદ્દીન ચિશ્તી, કમાલુદ્દીન અલ્લામાની ઓલાદ પૈકી છે, અને ઘણા મોટા લેખક હતા. લગભગ તમામ પાઠયપુસ્તકોની શર્હો અને હાશિયાઓ, વિવરણો અને વિવેચનો તેમણે લખ્યા હતા.

'તફસીરે બૈઝાવી', 'તફસીરે મદારિક', 'તલવીહ', 'હાશિયહ ખયાલી શર્હે અકાઈદ', 'મુતવ્વલ', 'મુખ્તસર કુત્બી', 'મન્હલ', 'શર્હે મુલ્લા' વગેરે કિતાબો પૈકી દરેક પર અલગ હવાશી–વિવરણો અને વિવેચનો–લખ્યાં છે.

'ફુસૂસે અવારિફ', 'તઆરુફે મસ્નવીએ મઅનવી' વગેરે

---

[1] અહલે બૈત : રસૂલુલ્લાહ (સલ.)ના કુટુંબીજનો

તસવ્વુફ (અધ્યાત્મ વિદ્યા)ની કિતાબોની શર્હ-વિવરણો અને ભાષ્યો-લખ્યાં છે.

નાની-મોટી બધી મળીને તેમની કિતાબોની કુલ સંખ્યા ૧૪૨ (એકસો બેતાલીસ) દર્શાવવામાં આવે છે.

હિ.સ. ૧૧૨૪ (ઈ.સ. ૧૭૧૨)માં તેમનું અવસાન થયું અને અમદાવાદમાં દફન થયા.

## મૌલાના નૂરુદ્દીન

મૌલાના નૂરુદ્દીન બિન મુહમ્મદ સાલિહ અહમદાબાદીની ગણના તે આલિમોમાં થાય છે, જેમણે પોતાની જિંદગી ઈલ્મની ખિદમતમાં ફના કરી દીધી, અને દુનિયાના એશો આરામની કંઈ પરવા ન કરી.

અલ્લામા વજીહુદ્દીન પછી ગુજરાતમાં શિક્ષણ અને કેળવણી તેમજ તેમની કિતાબોની વિપુલતાની દ્રષ્ટિએ તેમનાથી વધીને કોઈ નથી થયું. તેમણે પણ અલ્લામા વજીહુદ્દીનની જેમ તમામ પાઠયપુસ્તકોની શર્હો અને હવાશી, વિવરણો અને વિવેચનો લખ્યાં છે.

તેમના માટે ગુજરાતના સદ્ર❶ અકરમુદ્દીનખાને એક લાખ ચોવીસ હજાર રૂપિયાના ખર્ચે એક આલીશાન મદ્રસો તૈયાર કરાવ્યો હતો, અને મદ્રસાના નિભાવ માટે કેટલાક ગામો વકફ કર્યા હતા.❷

તેમની કિતાબોની સંખ્યા દોઢસો જણાવવામાં આવે છે.

---

❶ રેવન્યુ ખાતાની એક શાખાનો વડો (અધ્યક્ષ) જે સંતો તથા મદદ પાત્ર વ્યક્તિઓને રાજ્ય તરફથી મદદરૂપે જમીન જાગીર આપવાનો અધિકારી હતો. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

❷ એ દીની દર્સગાહ અમદાવાદમાં આસ્ટોડીયામાં તા'મીર કરાવી (બંધાવી) હતી. - સૈયદ કાસિમ અલી પીરાણાવાલા
આબે હયાત (માસિક) ફેબ્રુઆરી ૧૯૬૪ પા.૩૩

તેમની મુખ્ય કિતાબો નીચે દર્શાવ્યા પ્રમાણે છે :–

(૧) 'તફસીરુલ કુર્આન' સંપૂર્ણ કુર્આન મજીદની તફસીર
(૨) 'અત્તફસીરુન્નૂરાની લિસ્સબ્ઈલ મસાની'
(સૂરએ 'ફાતિહા'ની તફસીર)
(૩) સૂરએ 'બ–ક–રહ'ની તફસીર
(૪) 'હાશિયહ તફસીરે બૈઝાવી' (અવાઈલ)
(૫) 'નૂરુલકારી શર્હે સહીહુલ બુખારી'
(૬) 'અલ હાશિયતુલ કવીમહ અલલ હાશિયતિલ કદીમહ'
(૭) 'હાશિયહ શર્હે મવાકિફ'
(૮) 'હલ્લુલ મઆકિદ હાશિયહ શર્હે મકાસિદ'
(૯) 'હાશિયહ શર્હે મતાલિઅ'
(૧૦) 'હાશિયહ તલવીહ'
(૧૧) 'હાશિયહ ઉઝુદિય્યહ'
(૧૨) 'અલ મુઅવ્વલ હાશિયહ મુતવ્વલ'
(૧૩) 'હાશિયહ શર્હે વિકાયહ'
(૧૪) 'શર્હે મુલ્લા'
(૧૫). 'હાશિયહ કુત્બી'
(૧૬) 'શર્હે તહઝીબુલ મન્તિક'
(૧૭) 'શર્હે ફુસૂસુલ હિકમ' ... વગેરે.

હિ.સ. ૧૧૫૫ (ઈ.સ. ૧૭૪૨)માં તેમનું અવસાન થયું અને મદ્રસામાં દફન થયા.

## મૌલાના ખૈરુદ્દીન

મૌલાના ખૈરુદ્દીન મુહમ્મદ ઝાહિદ સૂરતી અંતિમ દૌરના તે લોકો પૈકી હતા, જેઓ ફઝલ અને કમાલ, વિદ્યા અને કળામાં પોતાના

પૂર્વજોની સાચી યાદગાર ગણવામાં આવતા હતા.

તેમણે મૌલાના મુહમ્મદ બિન અબ્દુર્રઝઝાક સૂરતી પાસે ઈલ્મ મેળવ્યા પછી હજ્જ અને ઝિયારતનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું અને મદીના તૈયિબામાં લાંબો સમય રોકાઈને શૈખ મુહમ્મદ હયાત સિંધી પાસે હદીસનું શિક્ષણ મેળવ્યું.

ત્યાંથી વતન પાછા આવીને આ પવિત્ર વિદ્યાની ખિદમતમાં જીવન વીતાવી દીધું અને પૂરા પચાસ વરસ સુધી તા'લીમ અને શિક્ષણ આપતા રહ્યા.

તેઓ લેખક પણ હતા. 'શવાહિદુત્તજદીદ' નામની એક કિતાબ લખી છે, જે તસવ્વુફ અને સુલૂક (અધ્યાત્મ વિદ્યા) વિશે છે. સૈયદ મુર્તઝા ઝબીદી (ખરેખર બેલગ્રામી)એ 'બરનામહ'માં તેમનો ઉલ્લેખ કર્યો છે. હિજાઝ જતી વેળા તેઓ થોડા દિવસ તેમના મદ્રસામાં થોભ્યા હતા, અને તેમનાથી વિદ્યા-લાભ મેળવ્યો હતો.

હિ.સ. ૧૨૦૬ (ઈ.સ. ૧૭૯૨)માં તેમનું અવસાન થયું. સૂરતમાં તેમનો મઝાર છે.

## મૌલાના વલિય્યુલ્લાહ

મૌલાના વલિય્યુલ્લાહ સૂરતી પોતાના મહાન પિતા મૌલાના ગુલામ મુહમ્મદ ગુજરાતીના શાગિર્દ હતા. પાઠયપુસ્તકોનો અભ્યાસ પૂરો કર્યા પછી હિજાઝ ચાલ્યા ગયા. ત્યાં લાંબો સમય રહીને શૈખ અબૂલ હસન સિંધી પાસે હદીસનો અભ્યાસ કર્યો; પાછા આવીને સૂરતમાં વસવાટ કર્યો અને હદીસ શરીફની ખિદમતમાં પ્રવૃત્ત થઈ ગયા.

તેમણે એક નાનુ સરખું વહાણ બનાવડાવીને તેનું નામ 'સફીનતુર્રસૂલ' રાખ્યું હતું. એ વહાણ એમને એટલું પ્રિય હતું કે એમાં જ સફર કરતા અને હજ્જ તથા ઝિયારત કરતા. એક વખતે

મૌલાના રફીયુદ્દીન મુરાદાબાદી પણ સફરમાં સાથે હતા. તેમણે પોતાના સફરનામામાં એનો ઉલ્લેખ કર્યો છે.

હદીસના વિષયમાં તેમની એક કિતાબ છે :

**'અત્તન્બિહાતુન નબવિય્યહ ફી સુલૂ-ક-તિ તરીકતિલ મુસ્તફવિય્યહ'** જેમાં સુલૂકે રાહે નુબુવ્વત (આધ્યાત્મિક માર્ગ વિષે પૈગમ્બર સાહેબના તરીકા)નું બયાન છે.

હિ.સ. ૧૨૦૭ (ઈ.સ. ૧૭૯૩)માં તેમનું અવસાન થયું, અને સૂરતમાં દફન થયા.

મેં અત્રે કેટલાક મર્યાદિત આલિમોનો ઉલ્લેખ કર્યો છે, જેમના થોડાં-ઘણાં હાલાત અને હેવાલ મારી જાણમાં હતા. સેંકડો નામો અન્ય મહાનુભાવોના પણ મને ખબર છે, જેમની કિતાબો ઠેર ઠેર પુસ્તકાલયોમાં મોજૂદ છે, પરંતુ એ ખબર નથી કે તેઓ કયા કાળમાં થયા હતા ! એવી પરિસ્થિતિમાં કોઈ શખ્સ તેમના હાલાત અને હેવાલ કેવી રીતે કલમબદ્ધ કરી શકે ! એટલે જે કંઈ કહેવામાં આવ્યું છે તે ગુજરાતીઓને ઈબ્રત અને બોધ હાસિલ કરવા માટે પૂરતું છે.

**અગર દર ખાના કસસ્ત હર્ફી બસસ્ત ❶**

## ગુજરાતના આલિમો મોગલ શહેનશાહોના દરબારમાં

તમને ખબર છે કે હિ.સ. ૯૮૦ (ઇ.સ. ૧૫૭૨)માં અકબર શાહ તૈમૂરીએ ગુજરાતને પોતાના સામ્રાજયમાં સામેલ કરી દીધું હતું. તે સમયે અલ્લામા વજીહુદ્દીન અલવી અને શૈખ મુહમ્મદ

❶ જો ઘર (દિલ)માં (લાગણી જેવું) કંઈ હોય તો તેને (જાગૃત કરવા) માટે એક અક્ષર પણ પૂરતો છે.

તાહિર મુહદ્દિસ જેવા પ્રતિભાશાળી આલિમો હયાત હતા. તેમની ઈજ્જત અને માન–સન્માનમાં બાદશાહે પોતાના તરફથી કોઈ કસર બાકી રાખી ન હતી.

ખાન આ'ઝમ અને ખાન ખાનાન જેઓ એક પછી બીજા સૂબેદાર (ગવર્નર) નીમાયા હતા તેઓ અકીદતમંદી અને શ્રદ્ધાપૂર્વક એ બુઝુર્ગો અને મહામાનવોને મળતા અને તેમની જોડે સદવર્તન કરતા હતા. ખાન ખાનાને પોતાના ગુજરાતના નિવાસ દરમિયાન અલ્લામા વજીહુદ્દીન પાસે કેટલાક પાઠયપુસ્તકોનો અભ્યાસ પણ કર્યો હતો. આ પ્રમાણે ઉસ્તાદી અને શાગિર્દીના–ગુરુ શિષ્યના–હુકૂક અને અધિકારો પણ પરસ્પર બંધાઈ ગયા હતા.

## મીર અબૂ તુરાબ (શીરાઝી)

મીર અબૂ તુરાબના દાદા મીર હબતુલ્લાહ શીરાઝી, સુલતાન મહમૂદ શાહ પહેલાના જમાનામાં ગુજરાત પધાર્યા હતા. તેમનું ખાનદાન ફઝલ અને કમાલ, જ્ઞાન અને વિદ્યા, પ્રજ્ઞા અને પ્રતિભાની દ્રષ્ટિએ ગુજરાતમાં હંમેશા અગ્રેસર ગણાતું હતું.

મીર અબૂ તુરાબ બુદ્ધિ અને બહાદુરીમાં પોતાના સમગ્ર ખાનદાનમાં અનોખું સ્થાન ધરાવતા હતા. અકબરે ગુજરાત જીતી લીધા પછી તેમને ઉપયોગી અને કામના માણસ સમજીને પોતાના સાન્નિધ્ય અને સમીપતાનું ગૌરવપ્રદ સ્થાન આપ્યું, અને હિ.સ. ૯૮૭ (ઈ.સ. ૧૫૭૯)માં પાંચ લાખ રૂપિયા રોકડા અને વસ્તુઓ આપીને તેમને હજ્જના યાત્રાળુ સંઘના નેતા (મીરે હાજ્જ) બનાવીને મક્કા મુઅઝ્ઝમા મોકલ્યા. ત્યાંથી આવીને હિ.સ. ૯૯૧ (ઈ.સ. ૧૫૮૩) માં તેમણે પોતાના પ્રિય વતનમાં રહેવાની પરવાનગી મેળવી, પરંતુ એકાંતવાસની તમન્ના પૂરી ન થઈ. જયાં સુધી

જીવંત રહ્યા ત્યાં સુધી રાજયની મહત્ત્વની કામગીરીઓ તેમને સોંપાતી રહી.

છેવટે હિ.સ. ૧૦૦૩ (ઈ.સ. ૧૫૯૫)માં તેમનું અવસાન થયું.

તેમની કિતાબો પૈકી એક 'તારીખે ગુજરાત' (ગુજરાતનો ઈતિહાસ) છે, જેને એશિયાટિક સોસાયટી, બંગાળે છપાવીને પ્રગટ કરી છે.

## સૈયદ મુહમ્મદ રિઝવી (મકબૂલ આલમ)

તેઓ શાહ આલમ બુખારીનાં વંશજ પૈકી હતા, અને ફઝલ અને કમાલમાં, જ્ઞાન અને પ્રતિભામાં પોતાના મહાન પૂર્વજોની સાચી યાદગાર ગણાતા હતા. તેમણે શાહી નોકરી કયારેય કબૂલ ન કરી, પરંતુ બાદશાહોને તેમના પ્રતિ હુસ્ને અકીદત, શુભ નિષ્ઠા અને શ્રદ્ધા હતી અને તેમને મળતા હતા અને માન મરતબો રાખતા.

જહાંગીર બાદશાહ જે વખતે ગુજરાત આવ્યો હતો ત્યારે તેમને મળીને ઘણો ખુશ થયો હતો અને ફરમાઈશ કરી હતી કે ફારસીમાં કુર્આન મજીદનો અનુવાદ કરે. ❶

શાહજહાન એક વખત શાહઝાદગીના દિવસોમાં અને બીજી વખત બાદશાહ થયા પછી તેમને મળવા માટે ગયો અને દરેક વખતે તેમની ઈજ્જત અને માન-સન્માનમાં કોઈ કસર બાકી ન રાખી.

હિ.સ. ૧૦૪૫ (ઈ.સ. ૧૬૩૬)માં તેમનું અવસાન થયું, અને પોતાના મહાન દાદાની સમીપ દફન થયા. ❶

---

❶ 'મઆસિરુલ ઉમરા'માં શાહનવાઝખાને લખ્યું છે કે તેમણે કુર્આન મજીદનો ફારસીમાં ખૂબ જ ઉમદા અનુવાદ કર્યો હતો.

## સૈયદ જલાલ (મકસૂદ આલમ)

તેઓ મીર સૈયદ મુહમ્મદ રિઝવીના સપુત્ર અને ફઝલો કમાલમાં, જ્ઞાન–પ્રતિભામાં પોતાના પિતાના સમકક્ષ હતા. હિ.સ. ૧૦૩૭ (ઈ.સ. ૧૬૨૮)માં પોતાના મહાન પિતાની પરવાનગીથી આગ્રા ગયા. શાહજહાને બે હજાર રૂપિયા તેમના પધારવાના સત્કાર રૂપે ભેટ આપ્યા.

હિ.સ. ૧૦૩૯ (ઈ.સ. ૧૬૩૦)માં ખલ્અત❷ અને હાથી અને ત્રણ હજાર રૂપિયા રોકડા, હિ.સ. ૧૦૪૭ (ઈ.સ. ૧૬૩૮)માં દસ હજાર રૂપિયા અને તેમના પુત્રોને ફરજી (એક પ્રકારની બંડી), દસ્તાર અને શાલ અર્પણ થયાં અને ગુજરાતના એકાંતવાસી સંતોને વહેંચવા માટે તેમને છસો અશરફીઓ (સોના મહોર) આપવામાં આવી. હિ.સ. ૧૦૪૮ (ઈ.સ. ૧૬૩૯)માં ફરી (આગ્રા) તેડવામાં આવ્યા અને પાંચસો અશરફીઓ અર્પણ થઈ અને થોડા દિવસ પછી નવરોઝના❸ પ્રસંગે એક હજાર રૂપિયા અને વિદાય થતી વેળા પાંચ હજાર રૂપિયા આપવામાં આવ્યા.

હિ.સ. ૧૦૫૨ (ઈ.સ. ૧૬૪૨)માં ફરી પછા તેડાવ્યા અને પાંચ હજાર રૂપિયા અર્પણ કર્યા અને તેમને શાહી નોકરી સ્વીકારવા માટે મજબૂર કરવામાં આવ્યા. છેવટે તેમણે પોતાના મોટા પુત્ર

---

❶ અમદાવાદમાં શાહ આલમ સાહેબના રોજાની દક્ષિણે રોઝએ સાનીમાં તેમનો મઝાર છે. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

❷ કોઈ વિશિષ્ટ વ્યક્તિનું બહુમાન કરવા માટે બાદશાહ તરફથી આપવામાં આવતો ઝબ્બો.

❸ નવરોઝ : બાદશાહની તખ્ત–નશીના દિવસે ઉજવવામાં આવતો ઉત્સવ.

સૈયદ જાફરને દરવેશીનો ખિર્કો આપીને પોતે સદારતે ઉઝમા–સદ્રેકુલ (પૂરા સામ્રાજયના સદ્રના) ઉચ્ચ હોદ્દાના વસ્ત્રો ધારણ કર્યા. તેમને ચાર હજાર જાત અને સાતસો સવારનો મનસબ આપવામાં આવ્યો.

હિ.સ. ૧૦૫૫ (ઈ.સ. ૧૬૪૫)માં છ હજાર જાત અને પંદરસો સવારના ઉચ્ચ મનસબ પર પ્રગતિ કરી. થોડા દિવસો પછી તેમના દળમાં પાંચસો સવારનો ફરી પાછો વધારો થયો.

શાહજહાન તેમના ફઝલ અને કમાલ, જ્ઞાન અને પ્રતિભાનો ખૂબ ચાહક હતો. જો તેઓ થોડા દિવસ વધુ જીવતે તો તેમની હજૂ વધારે પ્રગતિ થતે અને એમાં નવાઈ નથી કે અલ્લામા સા'દુલ્લાહ ખાન પછી તેમને વઝીરે આઝમ (વડા પ્રધાન) બનાવવામાં આવતે. પરંતુ હિ.સ. ૧૦૫૭ (ઈ.સ. ૧૬૪૭)માં તેમનું અવસાન થયું. તેમની લાશ લાહોરથી ગુજરાત મોકલવામાં આવી અને પોતાના બુઝુર્ગો અને પૂર્વજોની સમીપ દફન થયા.[1]

## સૈયદ જાફર (બદ્ર આલમ)

તેઓ સૈયદ જલાલ રિઝવીના મોટા પુત્ર હતા અને ફઝલ અને કમાલ, જ્ઞાન અને પ્રતિભામાં પોતાના દાદા અને પિતા કરતાં પણ આગળ વધેલા હતા. શાહજહાનના કાળના ઈતિહાસકાર અબ્દુલ હમીદે 'બાદશાહનામા'માં લખ્યું છે કે,

> 'તેઓ જ્ઞાન નિરૂપણ, શિક્ષણ, કેળવણી અને અધ્યાપનની વિપુલતા તેમજ તરીકએ મશાઈખની ઈસ્તિલાહો (પરિભાષા) અને તેના ચુસ્ત અનુસરણમાં

---

[1] તેમની કબર તેમના પિતા પાસે અમદાવાદમાં શાહ આલમ સાહેબના રોજાની દક્ષિણે રોઝએ સાનીમાં છે. (ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)

પોતાના દાદા અને પિતાથી પણ આગળ વધેલા હતા.'

હિ.સ. ૧૦૫૨ (ઈ.સ. ૧૬૪૨)માં વંશપરંપરાગત સજ્જાદા નશીન થયા. હિ.સ. ૧૦૫૭ (ઈ.સ. ૧૬૪૭)માં જયારે તેમના પિતાનું અવસાન થયું ત્યારે શાહજહાને ઈચ્છા દર્શાવી કે તેઓ પોતાના પિતાના હોદ્દાનો સ્વીકાર કરે, પરંતુ તેમણે સ્વીકાર કર્યો નહિ.

**દર્રી દયારકે શાહી બહર ગદા બખ્શંદ**
**હર્મી ખૂશસ્ત કે મારા હર્મી બમા બખ્શંદ.①**

શાહી ઈનાયતો તેમના પર હમેશાં વરસતી રહી. હિ.સ. ૧૦૬૪ (ઈ.સ. ૧૬૫૪)માં તેમને આગ્રા તેડાવ્યા અને પાંચ હજાર રૂપિયા અર્પણ કર્યા અને વિદાય વેળાએ ખલ્અત, હાથી અને બીજા પાંચ હજાર રૂપિયા રોકડા આપ્યા.

હિ.સ. ૧૦૬૫ (ઈ.સ. ૧૬૫૫)માં અઢીસો અશરફીઓ (સોના મહોર) તેમને મોકલવામાં આવી. હિ.સ. ૧૦૬૯ (ઈ.સ. ૧૬૫૯)માં આલમગીરે તખ્ત નશીની (રાજગાદીએ બેઠા) પછી ખલ્અત મોકલ્યો, અને હિ.સ. ૧૦૭૦ (ઈ.સ. ૧૬૬૦)માં ખલ્અત, હાથી અને દસ હજાર રૂપિયા રોકડા તેમને મોકલ્યા તેમજ ખલ્અત, હાથી અને એક હજાર રૂપિયા રોકડા તેમના પુત્ર સૈયદ મુહમ્મદને આપ્યા.

હિ.સ. ૧૦૮૫ (ઈ.સ. ૧૬૭૪)માં તેમનું અવસાન થયું.

---

① આ પ્રદેશ એવો છે જયાં પ્રત્યેક ફકીરને બાદશાહી આપવામાં આવે છે, અહીં મને મારી જે હાલત છે તેમાં જ રહેવા દેવામાં આવે એ વધારે સારું છે.

# સૈયદ અલી

તેઓ સૈયદ જલાલના બીજા પુત્ર હતા. પિતાના અવસાન પછી એક હજારીનો મનસબ મળ્યો. હિ.સ. ૧૦૬૦ (ઈ.સ. ૧૬૫૦)માં શાહી જવાહરખાના (રત્ન ભંડાર)ના દરોગા તરીકે નીમાયા અને પંદરસો ઝાત અને ચારસો સવારનો મનસબ મળ્યો. હિ.સ. ૧૦૬૨ (ઈ.સ. ૧૬૫૨)માં શાહી ગ્રંથાલયના વડા-રક્ષક નીમાયા અને બે હજાર ઝાત અને ચારસો સવારના સેનાપતિ પદ પર પ્રગતિ કરી.

હિ.સ. ૧૦૬૫ (ઈ.સ. ૧૬૫૫)માં ખાસ ખલ્અત સહિત 'રિઝવી ખાન' ખિતાબ આપવામાં આવ્યો અને અઢી હજાર ઝાત અને પાંચસો સવારના મનસબ પર પ્રગતિ કરી અને ગુજરાત રાજ્યના બખ્શી (રાજ્યનો પગાર વહેંચનાર) તથા વકાયે નિગાર (પ્રાંતમાં બનતા બનાવોનો બાદશાહને હેવાલ મોકલનાર) તરીકે નિયુક્ત થયા.

હિ.સ. ૧૦૬૮ (ઈ.સ. ૧૬૫૮)માં ગુજરાતમાંથી પાછા બોલાવી તેમને સમગ્ર સામ્રાજ્યના મુખ્ય વકાયે નિગાર નીમવામાં આવ્યા.

હિ.સ. ૧૦૭૦ (ઈ.સ. ૧૬૬૦)માં શાહી સેવામાંથી રાજીનામું આપીને એકાંત વાસી થયા. આલમગીરે વાર્ષિક બાર હજાર રૂપિયા પેન્શન (નિવૃત્તિ વેતન) બાંધી આપ્યું.

હિ.સ. ૧૦૭૩ (ઈ.સ. ૧૬૬૩)માં ફરી પાછું અઢી હજાર ઝાત અને ચારસો સવારનો મનસબ, અતિ કીમતી મિનાકારીવાળા ખલ્અત સહિત સોંપવામાં આવ્યો. હિ.સ. ૧૦૭૭ (ઈ.સ. ૧૬૬૭)માં એમના મનસબમાં સો સતારોનો વધારો થયો અને બેગમ સાહેબ[1]ની

---

[1] શાહજહાનની મોટી પુત્રી જહાનઆરાનો લકબ

સરકારમાં દીવાનીની ખિદમત મળી. હિ.સ. ૧૦૭૮ (ઈ.સ. ૧૬૬૮)માં તેમનો મનસબ ત્રણ હજારનો કરવામાં આવ્યો અને સદારતે ઉઝમા[1]ના વારસાઈ હોદ્દા પર પ્રગતિ કરી.

હિ.સ. ૧૦૯૧ (ઈ.સ. ૧૬૮૦)માં અવસાન પામ્યા અને દુનિયાની જંજાળમાંથી મુક્ત થયા.

## મુલ્લા અબ્દુલ કવી

શાહઝાદગીના દિવસોમાં તેઓ આલમગીરના સાન્નિધ્ય અને સમીપતા મેળવી ચૂકયા હતા. કેટલાક ઈતિહાસકારોના લખાણથી એવું પણ જણાય છે કે તેઓ આલમગીરના ઉસ્તાદ (શિક્ષક) હતા.

આલમગીરની કૃપાદ્રષ્ટિથી તેમણે એક પછી એક પ્રગતિનું સોપાન સર કરી 'પંચ હઝારી' (પાંચ હજારના મનસબનું) પદ પ્રાપ્ત કર્યું હતું, અને બાદશાહના અતિ વિશ્વાસુ થઈ ગયા. એ જ કારણે 'એ'તિમાદ ખાન'નો ખિતાબ તેમને મળ્યો હતો.

તેઓ જયારે એકાંતમાં બાદશાહની ખિદમતમાં હાજર થતા હતા ત્યારે તેમને બાદશાહની પાસે બેસવાની પરવાનગી હતી, જે તે જમાનામાં એવું ગૌરવ અને બહુમાન હતું કે શાહઝાદાઓ સિવાય જવલ્લે જ કોઈને મળતું હતું.

શાહ નવાઝ ખાને 'મઆસિરુલ ઉમરા'માં લખ્યું છે :

---

[1] **સદારતે ઉઝમા** : પુરા સામ્રાજયના સદ્રનો હોદ્દો.

**સદ્રેકુલ** : રાજય તરફથી સંતો, આબિદો, વિધવાઓ ઈત્યાદિ મદદ કરવા લાયક વ્યકિતઓને મદદ, મઆશ, ગ્રાંટ, જમીનજાગીર આપવાની બાદશાહને ભલામણ કરનાર ઉચ્ચ અધિકારી. દરેક પ્રાંતમાં પણ એક સદ્ર રહેતો. **(ડો. ઝિયાઉદ્દીન દેસાઈ)**

**'ચૂન બ કિદમે ખિદમત વ મહરમિય્યત ઈત્તિસાફ દાશ્ત વ બ શિમ્તેકાર આગહી વ મુઆમલાફહમી મૌસૂમ બૂદ અઝ સાઈર અ'યાને ખિલાફત વ નૌઈનાને વાલા રુત્બત કુર્બ વ મંઝિલશ અફઝૂદ ગોયંદ દર ખલવત બ હુઝૂરે બાદશાહ મી નશિસ્ત વ અકસર દર જનાબે ખિલાફત હર્ફે ઊ મસમૂઅ વ અર્ઝે ઊમ કબૂલ બૂદ.'** ❶

હિજરીસન ૧૦૭૭ (ઈ.સ. ૧૬૬૭)માં શહીદ થયા.

## (શેખુલઈસ્લામ) કાઝી અબ્દુલ વહહાબ

તેઓ શૈખ મુહમ્મદ તાહિર મુહદ્દિસના વંશજ હતા. શાહજહાનના જમાનામાં મુંગીપટ્ટણના કાઝી (ન્યાયાધીશ) નિયુકત થયા.

જયારે આલમગીરને શાહઝાદગીના દિવસમાં દખ્ખણના મોરચે મોકલવામાં આવ્યા ત્યારે ફઝલ અને કમાલ, જ્ઞાન અને પ્રતિભાના કારણે તેમની સેવામાં હાજર થયા અને મુફતીએ અસ્કર (લશ્કરી પડાવના મુફતી)નો હોદ્દો આપવામાં આવ્યો.

---

❶ **ભાવાર્થ** : બાદશાહની સેવામાં હાજર રહેવાનું અને તેમના મર્મભેદુ હોવાનું બહુમાન તેમને અગાઉથી જ પ્રાપ્ત થયેલું હતું. વળી દરેક કાર્યનું ઊંડું જ્ઞાન અને જાણકારી તેમજ પરિસ્થિતિ પારખી જવાની અદભુત શકિત ધરાવતા હોવાને કારણે રાજયના અન્ય મહા અધિકારીઓ અને મોટા વગદાર અમીરો કરતાં પણ તેમનો દરજ્જો વધારે ઊંચો થયો અને બાદશાહથી વધારે સમીપતા પ્રાપ્ત થઈ. બીજું કોઈ ન હોય ત્યારે તે બાદશાહની નિકટ બેસતા હતા. મોટા ભાગે તેમની વાત બાદશાહ સાંભળતા અને તેમની વિનંતી સ્વીકારતા હતા.

હિ.સ. ૧૦૭૯ (ઈ.સ. ૧૬૬૯)માં જયારે ઔરંગે જહાંબાની (તખ્તે સલ્તનત) ઔરંગઝૈબના કદમથી વિભૂષિત થયું ત્યારે કાઝી અબ્દુલ વહાબને 'અફઝલ કુઝાત' (ચીફ જસ્ટિસ)નો યશસ્વી હોદ્દો સુપરત થયો.

ખાફીખાને 'મુન્તખબુલ લુબાબ'માં લખ્યું છે કે :

**'તેમના પહોંચ અને પ્રભાવ એટલી કક્ષાનાં હતાં કે તે સમય સુધી કોઈ કાઝી (ન્યાયધીશ)ને પ્રાપ્ત થયા ન હતા. મોટા મોટા અમીરો અને દરબારીઓ તેમનાથી ડરતા હતા.'**

શાહનવાઝખાને 'મઆસિરુલ ઉમરા'માં લખ્યું છે કે :

**'તેમના હુકમમાં કોઈ દખલ કરી શકવું ન હતું અને તેમના જેવા પ્રભાવ અને વર્ચસ્વ અન્ય કોઈ કાઝીને પ્રાપ્ત થયા ન હતા.'**

તેમના (મૂળ ફારસી) શબ્દો આ પ્રમાણે છે :

**'અઝ ઈબ્તિદાએ જુલૂસે આન શાહે ફતહ**
**નસીબ બર સરીર ફરમાનરવાએ**
**હિન્દુસ્તાન બ ખિદમતે જલીલુલ-કદરે**
**કઝાએ અસ્કર દર કમાલે ઈસ્તિકલાલ વ**
**ગાયતે નિફાઝે હુકમ વ નિહાયતે એ'તિબાર**
**વ ઈકિતદાર ઈશ્તિગાલ દાશ્ત વ ઈં અમ્ર**
**ચુનાંચે અઝ કાઝીએ મઝકૂર મુતમશ્શી શુદ**
**અઝ પેશીનિયાં કસીરા બ ઈં ઈસ્તિકલાલ ન શુદ.'** (1)

---

(1) જેના હિસ્સામાં વિજય છે તે બાદશાહ હિન્દુસ્તાનની રાજગાદી

[ફૂટનોટ પાના ૧૯૮ પર ચાલુ...]

હિજરીસન ૧૦૮૬ (ઈ.સ. ૧૬૭૬)માં તેમનું અવસાન થયું.

## કાઝી શૈખુલ ઈસ્લામ

તેઓ કાઝીયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) અબ્દુલ વહાબ ગુજરાતીના પુત્ર હતા. ફઝલ અને કમાલ, જ્ઞાન અને પ્રતિભા, ઝોહદ અને ઈત્તિકા, પરહેઝગારી અને સદાચારમાં પોતાના જમાનામાં અનન્ય હતા.

અવસાન વેળા તેમના પિતા એક લાખ અશરફીઓ (સોના મહોર) અને પાંચ લાખ રૂપિયા રોકડા ઉપરાંત પુષ્કળ જર-જવેરાત અને ઘરવખરી વારસા રૂપે છોડી ગયા, પરંતુ પોતાના કાળના આ અનન્ય મહાપુરુષે તેમાંથી કંઈ ન લીધું ! તમામ વારસો અન્ય વારસદારોમાં વહેંચી દીધો.

પિતાની હયાતીમાં તેઓ પાટનગર દિલ્હીમાં કાઝી (ન્યાયાધીશ) હતા. પિતાના અવસાન પછી હિ.સ. ૧૦૮૬ (ઈ.સ. ૧૬૭૬)માં આલમગીરે તેમને મજબૂર કરીને 'અકઝલ કુઝાત' (ચીફ જસ્ટિસ)નો હોદ્દો અર્પણ કર્યો. આ યશસ્વી હોદ્દાની ફરજો તેમણે ખૂબ જ આઝાદી અને સચ્ચાઈપૂર્વક બજાવી અને હક (સાચી) વાત જાહેર કરવામાં ક્યારેય બાદશાહની સામે પણ ચૂકયા નથી.

---

[ફૂટનોટ પાના ૧૯૭ની ચાલુ]

પર બિરાજમાન થયા ત્યારથી જ તેઓ (કાઝી અબ્દુલ વહહાબ) લશ્કરી પડાવની અદાલતના કાઝી (ન્યાયાધીશ)ના યશસ્વી પદ પર આરુઢ થયા હતા. કોઈના પણ પ્રભાવમાં ખેંચાયા વિના અત્યંત દ્રઢતાથી ચુકાદાઓ આપતા હતા અને તેમના હુકમમાં કોઈ દખલ કરી શકતું ન હતું. તેમણે બાદશાહનો ખૂબ જ વિશ્વાસ અને આદર સંપાદન કર્યા હતા. તેમના જેવા પ્રભાવ અને વર્ચસ્વ તેમનાથી પૂર્વેના અન્ય કોઈ કાઝી (ન્યાયાધીશ) ને પ્રાપ્ત થયાં ન હતા.

હિ.સ. ૧૦૯૪ (ઈ.સ. ૧૬૮૩)માં આ હોદ્દા પરથી રાજીનામું આપ્યું અને મહા મુશ્કેલીથી હજજની યાત્રા માટે પરવાનગી મેળવી. ત્યાંથી પાછા આવ્યા બાદ આલમગીરે ઘણી ઈચ્છા દર્શાવી કે તેઓ 'અકઝલ કુઝાત' (ચીફ જસ્ટિસ) અથવા 'સદારતે ઉઝમા' (સામ્રાજયના સદ્ર) એ બે હોદ્દાઓમાંથી કોઈ પણ એક હોદ્દો કબૂલ કરે, પરંતુ તેમણે તેનો સ્વીકાર કર્યો નહિ.

શાહનવાઝખાને 'મઆસિરુલ ઉમરા'માં લખ્યું છે :

**'પસ અઝ મુઆવદત બ બંદરે સૂરત ખુલ્દ**
**મકાન બે એ'ઝાઝ તલબ દાશ્તહ ઈનાયત ઝયાદ**
**બ હાલે ઊ મબ્ઝૂલ નમૂદ ચૂનાંચે મુકર્રર ઈત્ર**
**બદસ્તે મુબારક બર જામીઅશ માલિદ વ**
**તકલીફે કઝા વ સદારત બ મયાન આમદ**
**ઈ બા નમૂદહ ઈલ્તિમાસ કર્દ કે ચંદી રુખ્સતે**
**વતન શવદ કે ઝિયારતે મકાબિરે બુઝુર્ગાન**
**વ મુલાકાતે અયાલ વ અત્ફાલ દર્યાફ્તહ**
**ખૂદરા બરિકાબ રસાનદ.'**[1]

શાહનવાઝખાને 'મઆસિરુલ ઉમરા'માં એક બીજી જગાએ લખ્યું છે :

---

[1] **ભાવાર્થ** : સૂરતના બંદરે પાછા ફર્યા ત્યારે ખુલ્દેમકાન (આલમગીરે) સન્માનની સાથે તેમને બોલાવ્યા અને તેમની સાથે બહુકૃપાનો વ્યવહાર કર્યો. બાદશાહે ખુદ પોતાના હાથ વડે વારંવાર તેમના પોષાક પર અત્તર લગાડયું અને કાઝી (ન્યાયાધીશ) અથવા સદારત (સદ્રપણું) બે માંથી એક હોદ્દો સ્વીકારવા માટે આગ્રહ કર્યો. અરજ કરી કે થોડા સમય માટે વતન જવાની પરવાનગી મળે તો ત્યાં જઈ પૂર્વજોની કબરો અને કુટુંબીજનો અને બાળબચ્ચાંઓને મળી પછી સેવામાં હાજર થાઉં.

**'દર્રી સલ્તનતે દો સદ સાલએ તૈમૂરિયા દર**

**દયાનત વ ખુદાપરસ્તી મિસ્લે ઊ કાઝીયી**

**ન ગુઝશ્તા પૈવસ્તા દર હાલતે કઝા હમ**

**મુસ્તઅફી બૂદ બાદશાહ નમી ગુઝાશ્ત તા**

**બ તકરીબે મુહિમ્મે બીજાપૂર ખૂદરા કશીદ.'** ①

બીજાપુરના મોરચાનો બનાવ ખાફીખાને **'મુન્તખબુલ લુબાબ'** માં આ પ્રમાણે બયાન કર્યો છે,

હઝરત આલમગીર **અનારલ્લાહુ બુરહાનહુ** ②—એ બીજાપુર પર ચઢાઈ કરવાનો ઈરાદો કર્યો તે પહેલાં કાઝી શૈખુલ ઈસ્લામ પાસે ફતવો માંગ્યો તો તેમણે એનો જવાબ નકારમાં આપ્યો. તેમણે બાદશાહને (સ્પષ્ટ) કહી દીધું કે એક મુસલમાને બીજા મુસલમાન સાથે જંગ કરવું જાઈઝ નથી.

શકય છે કે કાઝી શૈખુલ ઈલામનો આ બાબતમાં એ જ અભિપ્રાય હોય, પરંતુ મારા અલ્પ મત પ્રમાણે ખાફી ખાનની આ રિવાયત તાર્કિક રીતે સહીહ નથી. આલમગીર મર્હૂમ પોતે ફિકહ અને ઉસૂલે ફિકહના જાણકાર હતા અને તે બાબતોને પણ સારી રીતે સમજતા હતા, જેને કારણે આ જંગ અનિવાર્ય થઈ ગયો હતો. જો તેમને સંપૂર્ણ રીતે દલીલ કે સાબિતી જોઈતી હોત તો મુફતીએ

---

① **ભાવાર્થ :** તૈમૂરી બાદશાહોની બસો વરસની અત્રેની સલ્તનતમાં પ્રામાણિકતા અને ખુદા પરસ્તીના એ'તિબારથી એમના જેવો બીજો કોઈ કાઝી (ન્યાયાધીશ) થયો નથી. કેટલીયે વાર પોતાના હોદ્દાનું રાજીનામું રજૂ કરવા છતાં બાદશાહ તેને સ્વીકારતા ન હતા. એટલે આખરે બીજાપુરની લડાઈ વેળા તેઓ પોતે આ હોદ્દાથી અલગ થઈ ગયા !

② અલ્લાહ તેમની દલીલોને રોશન કરે

અસ્કર પાસેથી ફતવો લેવો જોઈતો હતો, જેમનું એક માત્ર કામ આ વિષયમાં ફતવા આપવાનું હતું. કાઝી પોતે પણ મુફતી પાસે ફતવા મેળવીને ન્યાયની સમસ્યાઓનો ઉકેલ કરવા અને ચુકાદા આપવા બંધાયેલા હતા.

ટૂંકમાં આ બનાવ સાચો હોય કે ન હોય, કાઝી શૈખુલ ઈસ્લામની સચ્ચાઈ અને ખુદા પરસ્તી વિશે તમામ ઈતિહાસકારોની સર્વ સંમતિ છે.

હિ.સ. ૧૧૦૯ (ઈ.સ. ૧૬૯૭)માં તેમનું અવસાન થયું અને પોતાના પૂર્વજોના મકબરામાં દફન થયા.

## કાઝી અબૂ સઈદ

તેઓ કાઝિયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) અબ્દુલ વહહાબ ગુજરાતીના જમાઈ હતા. હિ.સ. ૧૦૮૬ (ઈ.સ. ૧૬૭૬)માં કાઝી શૈખુલ ઈસ્લામની જગાએ પાટનગર દિલ્હીના કાઝી નીમાયા. હિ.સ. ૧૦૯૪ (ઈ.સ. ૧૬૮૩)માં તેમની જ જગાએ અકઝલ કુઝાત (ચીફ જસ્ટિસ)ના મહાન હોદ્દા પર આરુઢ થયા.

આલમગીર જેવા ફાઝિલ અને મુત્તકી, વિદ્વાન અને પરહેઝગાર બાદશાહનું શૈખુલ ઈસ્લામ જેવા ખુદા પરસ્તની જગાએ તેમની પસંદગી કરવી એ બાબતનો પુરાવો છે કે તેઓ કેવા મહાન મરતબાવાળા બુઝુર્ગ હતા. હિ.સ. ૧૦૯૫ (ઈ.સ. ૧૬૮૪)માં આ હોદ્દા પરથી નિવૃત્ત થયા.

હિ.સ. ૧૦૯૯ (ઈ.સ. ૧૬૮૮)માં તેમનું અવસાન થયું.

## કાઝી અબ્દુલ્લાહ

તેઓ કાઝી મુહમ્મદ શરીફ ગુજરાતીના પુત્ર અને

અમદાવાદના કાઝી હતા. શાહઝાંદા મુહમ્મદ આ'ઝમ આલીજાહે તેમના ફઝલ અને કમાલ, જ્ઞાન અને પ્રતિભાથી વાકેફ થઈને તેમને પોતાના ઉર્દૂએ મુઅલ્લા (મહાન છાવણી)ના કાઝી નીમ્યા.

હિ.સ. ૧૦૯૫ (ઈ.સ. ૧૬૮૪)માં જ્યારે કાઝિયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) મીર અબૂ સઈદે રાજીનામું આપ્યું તો આલમગીરે તેમને અકઝલ કુઝાત (ચીફ જસ્ટિસ)ના મહાન હોદ્દા પર બઢતી આપી અને તેઓ પોતાના પુરોગામીઓથી વિરુદ્ધ લાંબા સમય સુધી હોદ્દા પર ચાલુ રહ્યા. છેવટે 'સદ્રુસ્સુદૂર' (મુખ્ય સદ્ર)ના હોદ્દા પર નીમાયા.[1] પરંતુ આ હોદ્દાની જવાબદારી સ્વીકાર્યાના થોડા જ દિવસો પછી હિ.સ. ૧૧૦૯ (ઈ.સ. ૧૬૯૭)માં તેમનું અવસાન થયું.

## કાઝી અબ્દુલ હમીદ

તેઓ કાઝિયુલ કુઝાત (ચીફ જસ્ટિસ) અબ્દુલ્લાહ ગુજરાતીના પુત્ર હતા. હિ.સ. ૧૦૯૫ (ઈ.સ. ૧૬૮૪)માં પોતાના પિતાની જગાએ શાહઝાદા મુહમ્મદ આ'ઝમના ઉર્દૂએ મુઅલ્લા (મહાન છાવણી)ના કાઝી નીમાયા. થોડા દિવસ આ સેવા બજાવીને હજ્જ માટે ચાલ્યા ગયા. હિ.સ. ૧૧૦૮ (ઈ.સ. ૧૬૯૬)માં પાછા આવ્યા ત્યારે ગુજરાત પ્રાંતના દીવાન નીમાયા. દીવાનીના જમાનામાં બે વખત ગુજરાતની સૂબેદારી (ગવર્નર)ની ફરજો તેમને સોંપવામાં આવી હતી.

હિ.સ. ૧૧૨૧ (ઈ.સ. ૧૭૦૯)માં શાહ આલમ (પહેલા)એ

---

[1] સદ્રની જગ્યાએ બઢતી થવાનું વર્ણન મુસ્તઈદ ખાન લિખિત (કિતાબ) 'મઆસિરે આલમગીરી'માંથી લેવામાં આવ્યું છે.

'અફઝલ કુઝાત' (ચીફ જસ્ટિસ)નો મહાન હોદ્દો તેમને સુપરત કર્યો. ત્રણ વરસ સુધી આ સેવા બજાવ્યા પછી રાજીનામું આપ્યું, પરંતુ તે મંજૂર ન થયું. તેમણે જયારે જોયું કે બાદશાહ તેમને છોડવા તૈયાર નથી તો પોતાના તંબૂમાં આગ લગાડીને ફકીરોનો વેશ પરિધાન કર્યો અને મસ્જિદમાં જઈને બેઠા. બાદશાહે લાચાર થઈને તેમને વિદાય કર્યા.

લાંબા સમય સુધી અમદાવાદમાં એકાંતવાસ કર્યો. ફર્રૂખ સિયરના જમાનામાં ફરી તેમને ખિદમતે શાહી માટે મજબૂર કરવામાં આવ્યા, અને સૂરત બંદરના મુતસદ્દી (હિસાબ અધિકારી) નીમવામાં આવ્યા. થોડા દિવસ હુકમનું પાલન કરીને ફરી પાછું રાજીનામું આપ્યું, અને દિલ્હી જઈને બાદશાહ પાસેથી શૈખ અહમદ ખટ્ટુ ગંજ બખ્શના મઝારની તૌલિયત (ટ્રસ્ટીશીપ) હાસિલ કરી અને પછી ફરાગત (નચિંત) અને એકાગ્રતાથી જીવન વીતાવવા લાગ્યા.

હિ.સ. ૧૧૨૫ (ઈ.સ. ૧૭૧૩)માં દાઉદખાન ગુજરાતનો સૂબેદાર (ગવર્નર) નીમાયો અને તેમને બાદશાહનો હુકમ થયો કે તેના આવતા સુધી સૂબેદારીની જવાબદારીઓ સંભાળે. આ જવાબદારી પણ ઈચ્છા–અનિચ્છાએ સંભાળવી પડી. તે પછી જૂનાગઢના ફોજદાર બનાવી દેવામાં આવ્યા.

ટૂંકમાં જીવતા રહ્યા ત્યાં સુધી મુલકી સેવાઓમાંથી તેમને મુક્તિ ન મળી.

## શરીઅતખાન

તેઓ કાઝી અબ્દુલ્લાહના નાના પુત્ર હતા. હિ.સ. ૧૧૨૧ (ઈ.સ. ૧૭૦૯)માં જયારે તેમના મોટા ભાઈ અબ્દુલહમીદ 'અફઝલ

કુઝાત' (ચીફ જસ્ટિસ)ના ઊંચા હોદ્દા પર નીમાયા ત્યારે શરીઅત ખાન તેમની જગાએ ગુજરાત પ્રાંતના દીવાન નીમાયા. ત્રણ વરસ પછી જયારે કાઝી અબ્દુલ હમીદે 'કાઝિયુલ કુઝાત'ના હોદ્દા પરથી રાજીનામું આપ્યું ત્યારે તેઓ તેમની જગાએ 'અફઝલ કુઝાત (ચીફ જસ્ટિસ) થઈ ગયા. લગભગ ફર્રૂખ સિયરના સમય સુધી આ હોદ્દા પર રહ્યા.

## મુતશર્રેઅખાન

તેઓ કાઝી શરીઅત ખાનના પુત્ર હતા. હિ.સ. ૧૧૨૪ (ઈ.સ. ૧૭૧૨)માં જયારે તેમના પિતા 'કાઝિયુલ કુઝાત' (ચીફ જસ્ટિસ) બન્યા તો મુતશર્રેઅ ખાન તેમની જગાએ ગુજરાત પ્રાંતના દીવાન નીમાયા અને લાંબી મુદ્દત સુધી એ સેવા બજાવતા રહ્યા. તે પછી તેમનું શું થયું તેની ખબર નથી.

## નૂરુલહક

તેઓ કાઝી અબ્દુલ વહહાબ ગુજરાતીના પુત્ર હતા. તમામ ફઝલો કમાલ, જ્ઞાન અને પ્રતિભા ધરાવવા ઉપરાંત હજ્જ અને ઝિયારતથી પણ સન્માનિત થઈ ચૂકયા હતા. આલમગીરના જમાનામાં 'મુહતસિબે અસ્કર'[1]ની ઉચ્ચ સેવાઓ તેમને સોંપવામાં આવેલી હતી. આ હોદ્દા પર કયાં સુધી રહ્યા અને કયાં સુધી બઢતી મેળવી તેની ખબર નથી.

---

[1] 'મુહતસિબ' : એક વિશિષ્ટ અધિકારી જેમનું કામ શરીઅતના આદેશથી વિપરીત કામ રોકવાનું તથા શરીઅતના આદેશનો ભંગ કરનારને સજા આપવાનું હતું.

[ડો. ઝિયાઉદ્દીન દેસાઈ]

## અબ્દુલહક

તેઓ પણ કાઝી અબ્દુલ વહહાબના પુત્ર હતા. આલમગીરના જમાનામાં બાદશાહનું સાન્નિધ્ય મેળવ્યું હતું. વખતો વખત વિવિધ હોદ્દાઓ તેમને મળતા રહ્યા. મોટા ભાગે કોઈને કોઈ શાહી કારખાનાઓના દારોગા (વડા)નો હોદ્દો તેમને મળતો રહ્યો. જે અમીરો પર બાદશાહને વ્યક્તિગત વિશ્વાસ હોય તેમના સિવાય એ હોદ્દા કોઈને આપવામાં આવતા ન હતા.

## મુહ્યુદ્દીન

તેઓ પણ કાઝી અબ્દુલ વહહાબના પુત્ર હતા. આલમગીરના જમાનામાં ગુજરાત પ્રાંતના સદ્ર અને અમીનનો હોદ્દો તેમના હસ્તક હતો.

હિ.સ. ૧૧૦૦ (ઈ.સ. ૧૬૮૯)માં તેમનું અવસાન થયું. અવસાન સુધી આ હોદ્દા પર રહ્યા.

## અકરમુદ્દીન

તેઓ શૈખ મુહ્યુદ્દીનના પુત્ર હતા. પિતાના અવસાન પછી આલમગીરે ગુજરાતના સદ્રનો હોદ્દો તેમને સોંપ્યો. શાહ આલમ (પહેલા)એ 'શૈખુલ ઈસ્લામખાન'ના ખિતાબથી તેમનું બહુમાન કર્યું. તેમણે એક લાખ ચોવીસ હજાર રૂપિયાના ખર્ચે અમદાવાદમાં એક આલીશાન મદ્રસો બંધાવ્યો હતો અને પોતાના ઉસતાદ મૌલાના નૂરુદ્દીન ગુજરાતીને તેના ટ્રસ્ટી બનાવ્યા હતા.[1]

---

[1] એ દીની દર્સગાહ અમદાવાદમાં આસ્ટોડીયામાં બંધાવી હતી.
–સૈયદ કાસિમઅલી પીરાણાવાલા, 'આબે હયાત', ફેબ્રુ. ૧૯૯૪ પા. ૩૩

આ કેટલાક મર્યાદિત આલિમો છે, જેઓ મોગલ શહેનશાહોના જમાનામાં ઉચ્ચ હોદ્દાઓ પર નીમાયા હતા અને જેમણે પોતાની જવાબદારી અને ફરજોને એવી સરસ રીતે બજાવી હતી કે આલમગીર જેવા બારીક નજરવાળા બાદશાહ સમક્ષ પોતાની સુંદર સેવાઓ અને પ્રશંસનીય કામગીરીઓના કારણે હંમેશા તારીફ અને આફરીનને પાત્ર રહ્યા.

ગુજરાતના બીજા ઘણા એવા આલિમો બાકી છે, જેઓ જુદી જુદી જગાઓએ કઝા (ન્યાય) અને ઈફતા (ફતવા)ની ખિદમતો પર નીમાયા હતા. દાખલા તરીકે :

| | |
|---|---|
| [૧] કાઝી મુહમ્મદ શરીફ | [૨] કાઝી અબુલ ફરહ |
| [૩] કાઝી અબુલ ખૈર | [૪] કાઝી ખૈરુલ્લાહ |
| [૫] કાઝી નિઝામુદ્દીન | [૬] કાઝી રુકનુલ હકક |
| [૭] કાઝી અબ્દુર્રસૂલ | [૮] કાઝી શરફુદ્દીન |
| [૯] કાઝી અબુલ હસન | [૧૦] મુફતી મુહમ્મદ અકબર |
| [૧૧] મુફતી મુહમ્મદ શરીફ | [૧૨] મુફતી અબ્દુલ્લાહ |

અને બીજા સેંકડો આલિમો જેમનાં નામો પણ ખબર નથી તેમના હાલાત અને હેવાલ કોણ લખી શકે ! તે બધાંના હાલાત અને હેવાલ કલમબદ્ધ કરવાની અહીં જરૂરત પણ નથી.

જેટલું પણ કંઈ હું કહી શકયો છું તેના પરથી જ તમે એ નિર્ણય પર પહોંચી શકો છો કે ગુજરાતના આલિમોએ પોતાની કાબેલિયતના બળે મોગલ શહેનશાહોના જમાનામાં પણ કેટલા પ્રભાવ અને વર્ચસ્વ પ્રાપ્ત કર્યા હતા. અને કેવા કેવા ઉચ્ચ અને મહાન હોદ્દાઓ તેમને સોંપવામાં આવ્યા હતા, બલકે સાચું તો એ છે કે શાહજહાનથી લઈને ફર્રૂખ સિયરના જમાના સુધી 'સદારતે ઉઝમા' (સર્વોચ્ચ સદ્ર) અને 'અફઝલ કુઝાત' (ચીફ જસ્ટિસ)ના

મોટા મોટા હોદ્દાઓ, જે હુકમોના પ્રચલન અને પ્રભાવ તેમજ વર્ચસ્વની હેસિયતથી હિન્દુસ્તાનના પ્રત્યેક ખૂણામાં શાહી પ્રતિનિધીત્વનો દરજ્જો ધરાવતા હતા, તે હોદ્દાઓ પર, બહુધા ગુજરાતના આલિમોનાં નામો તમને નજર આવશે. એના કરતાં વધારે સબળ સબૂત એ વાતનો શું હોઈ શકે છે કે ગુજરાતમાંથી હરેક જમાનામાં કેવા કેવા કાબેલ હીરા–જવેરાત નીકળતા રહ્યા.

પરંતુ હે ગુજરાતીઓ ! ખુદા વાસ્તે ઈન્સાફ કરો ! શું હજુ પણ તમારા મુલકમાંથી એવા કાબેલ હીરા નીકળે છે, જેઓ અલ્લામા વજીહુદ્દીન અને શૈખ મુહમ્મદ તાહિરની કક્ષાના ભલે ન હોય, સૈયદ જલાલ રઝવી અને કાઝી અબ્દુલ વહહાબની યાદગાર ગણવાને પાત્ર હોય ! તમે કહેશો કે હવે એનો જમાનો નથી રહ્યો, તો જવા દો. હું પૂછું છું તમારામાં કોઈ છે, જે દાદાભાઈ નવરોજજી અને શ્રીમાન (મહાત્મા) ગાંધીનો જવાબ હોય ! કહો કે નથી !

**ચમન કે તખ્ત પર જિસ દમ શહેગુલકા તજમ્મુલ થા,**
**હઝારોં બુલબુલેં થીં બાગમેં એક શોર થા ગુલ થા.**
**ખુલી જબ આંખ નરગિસકી ન થા જુઝ ખાર કુછ બાકી,**
**બતાતા બાગબાં રો રો, યહાં ગુંચા વહાં ગુલ થા.**

---

**શબ્દાર્થ :**

ચમન : બગીચો — તખ્ત : રાજગાદી
શહેગુલ : ગુલાબ — તજમ્મુલ : વૈભવ, ઠાઠ
નરગિસ : આંખના આકારનું ફૂલ
જુઝ : સિવાય — ખાર : કાંટો, શૂલ
બાગબાં : માળી — ગુંચા : કળી
ગુલ : ફૂલ

# વિવિધ સૂચિઓ

# INDEXES

# સૂચિ—૧

## ઈસ્લામી શિષ્ટાચારના શબ્દો

આ સૂચિ મૂળ ઉર્દૂ પુસ્તકમાં નથી. બિન મુસ્લિમ વાચકોને સરળતા અને સુગમતા માટે આ સૂચિ ગુજરાતી અનુવાદકે મૂકી છે.

| શબ્દો | ટૂંકુંરૂપ | ભાવાર્થ | ઉપયોગ |
|---|---|---|---|
| સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ | (સલ.) | આપ પર અલ્લાહ તઆલાની રહમત અને સલામ ઊતરો ! | માત્ર હઝરત મુહમ્મદ પૈગમ્બર સાહબના નામની પાછળ જ લગાડવામાં આવે છે. |
| અલયહિસ્સલામ | (અલૈ.) | આપ પર અલ્લાહના સલામ નાઝિલ થાઓ ! | અન્ય પૈગમ્બરોના નામોની પાછળ લગાડવામાં આવે છે. |
| રદિયલ્લાહુ તઆલા અન્હૂ | (રદિ.) | અલ્લાહ એમનાથી રાજી થાઓ ! | સહાબા અર્થાત પૈગમ્બર સાહેબના આપની હયાતીમાં દર્શન કરનાર મુસલમાનના નામની પાછળ લગાડવામાં આવે છે. |

| શબ્દો | ટૂંકરૂપ | ભાવાર્થ | ઉપયોગ |
|---|---|---|---|
| રહમતુલ્લાહિ અલયહ | (રહ.) | એમના પર અલ્લાહની રહમત ઊતરો ! | પૈગમ્બરો અને સહાબા સિવાયના અન્ય સ્વર્ગસ્થ સન્માનનીય મુસલમાનોના નામની પાછળ લગાડવામાં આવે છે. |
| નવ્વરલ્લાહુ મરકદહૂ | (ન.મ.) | અલ્લાહ આપની કબરને નૂરથી ભરી દે ! | ,, |
| મદ્દ ઝિલ્લહૂ | (મ.ઝિ.) | અલ્લાહ એમનું આયુષ્ય લાંબુ કરો ! | અત્યારે હયાત હોય એવા સંમાનનીય મુસલમાનના નામની પાછળ લગાડવામાં આવે છે. |
| દામત બરકાતુહૂ | (દા.બ.) | એમની બરકતો હંમેશા રહો ! | ,, |

# સૂચિ—૨

## સલ્તનતો અને હુકુમતો

# સૂચિ–૩

## હિજરી સન – ઈસવી સનનું કોષ્ટક

આ કોષ્ટક મૂળ ઉર્દૂ પુસ્તકમાં નથી. વાચકોની સરળતા અને સુગમતા માટે ગુજરાતી અનુવાદકે આ કોષ્ટકનો ઉમેરો કર્યો છે.

| હિજરી સન | ઈસવી સન | હિજરી સન | ઈસવી સન |
|---|---|---|---|
| ૧૫ | ૬૩૭ | ૭૫૬ | ૧૩૫૫ |
| ૯૩ | ૭૧૩ | ૭૯૩ | ૧૩૯૧ |
| ૧૦૭ | ૭૨૬ | ૭૯૮ | ૧૩૯૬ |
| ૧૫૯ | ૭૭૭ | ૮૦૦ | ૧૩૯૮ |
| ૧૬૦ | ૭૭૮ | ૮૦૧ | ૧૩૯૯ |
| ૩૪૬ | ૯૫૭ | ૮૦૮ | ૧૪૦૫ |
| ૪૧૬ | ૧૦૨૬ | ૮૧૦ | ૧૪૦૭ |
| ૪૩૦ | ૧૦૩૮ | ૮૧૪ | ૧૪૧૨ |
| ૪૫૮ | ૧૦૬૫ | ૮૩૫ | ૧૪૩૨ |
| ૫૭૪ | ૧૧૭૯ | ૮૪૨ | ૧૪૩૮ |
| ૫૯૧ | ૧૧૯૬ | ૮૪૩ | ૧૪૪૦ |
| ૫૯૭ | ૧૨૦૨ | ૮૪૯ | ૧૪૪૫ |
| ૬૧૬ | ૧૨૨૦ | ૮૫૦ | ૧૪૪૬ |
| ૬૩૩ | ૧૨૩૬ | ૮૫૧ | ૧૪૪૭ |
| ૬૯૭ | ૧૨૯૯ | ૮૫૫ | ૧૪૫૧ |
| ૭૩૬ | ૧૩૩૭ | ૮૫૬ | ૧૪૫૨ |

| હિજરી સન | ઈસવી સન | હિજરી સન | ઈસવી સન |
|---|---|---|---|
| ૮૫૭ | ૧૪૫૩ | ૯૮૬ | ૧૫૭૯ |
| ૮૫૮ | ૧૪૫૪ | ૯૮૯ | ૧૫૮૧ |
| ૮૬૦ | ૧૪૫૬ | ૯૯૦ | ૧૫૮૨ |
| ૮૬૩ | ૧૪૫૯ | ૯૯૧ | ૧૫૮૩ |
| ૮૮૧ | ૧૪૭૬ | ૯૯૨ | ૧૫૮૪ |
| ૮૯૪ | ૧૪૮૯ | ૯૯૩ | ૧૫૮૫ |
| ૯૦૪ | ૧૪૯૯ | ૯૯૮ | ૧૫૯૦ |
| ૯૧૭ | ૧૫૧૧ | ૯૯૯ | ૧૫૯૧ |
| ૯૨૦ | ૧૫૧૪ | ૧૦૦૦ | ૧૫૯૨ |
| ૯૨૯ | ૧૫૨૩ | ૧૦૦૩ | ૧૫૯૫ |
| ૯૩૦ | ૧૫૨૪ | ૧૦૦૯ | ૧૬૦૧ |
| ૯૩૨ | ૧૫૨૬ | ૧૦૧૫ | ૧૬૦૭ |
| ૯૪૩ | ૧૫૩૭ | ૧૦૧૬ | ૧૬૦૭ |
| ૯૪૪ | ૧૫૩૮ | ૧૦૨૪ | ૧૬૧૫ |
| ૯૪૯ | ૧૫૪૨ | ૧૦૩૦ | ૧૬૨૧ |
| ૯૫૪ | ૧૫૪૭ | ૧૦૩૨ | ૧૬૨૩ |
| ૯૬૧ | ૧૫૫૪ | ૧૦૩૭ | ૧૬૨૮ |
| ૯૭૦ | ૧૫૬૩ | ૧૦૩૮ | ૧૬૨૯ |
| ૯૭૧ | ૧૫૬૪ | ૧૦૩૯ | ૧૬૩૦ |
| ૯૮૦ | ૧૫૭૨ | ૧૦૪૧ | ૧૬૩૨ |
| ૯૮૧ | ૧૫૭૩ | ૧૦૪૪ | ૧૬૩૫ |
| ૯૮૨ | ૧૫૭૫ | ૧૦૪૫ | ૧૬૩૬ |
| ૯૮૩ | ૧૫૭૫ | ૧૦૪૭ | ૧૬૩૮ |
| ૯૮૪ | ૧૫૭૬ | ૧૦૪૮ | ૧૬૩૯ |

| હિજરી સન | ઈસવી સન | હિજરી સન | ઈસવી સન |
|---|---|---|---|
| ૧૦૫૨ | ૧૬૪૨ | ૧૧૦૯ | ૧૬૯૭ |
| ૧૦૫૫ | ૧૬૪૫ | ૧૧૧૧ | ૧૭૦૦ |
| ૧૦૫૭ | ૧૬૪૭ | ૧૧૨૧ | ૧૭૦૯ |
| ૧૦૬૦ | ૧૬૫૦ | ૧૧૨૪ | ૧૭૧૨ |
| ૧૦૬૨ | ૧૬૫૨ | ૧૧૨૫ | ૧૭૧૩ |
| ૧૦૬૪ | ૧૬૫૪ | ૧૧૩૨ | ૧૭૨૦ |
| ૧૦૬૫ | ૧૬૫૫ | ૧૧૫૫ | ૧૭૪૨ |
| ૧૦૬૮ | ૧૬૫૮ | ૧૧૭૧ | ૧૭૫૮ |
| ૧૦૬૯ | ૧૬૫૯ | ૧૨૦૬ | ૧૭૯૨ |
| ૧૦૭૦ | ૧૬૬૦ | ૧૨૮૬ | ૧૮૬૯ |
| ૧૦૭૩ | ૧૬૬૩ | ૧૩૦૧ | ૧૮૮૪ |
| ૧૦૭૭ | ૧૬૬૭ | ૧૩૦૩ | ૧૮૮૬ |
| ૧૦૭૮ | ૧૬૬૮ | ૧૩૧૧ | ૧૮૯૩ |
| ૧૦૭૯ | ૧૬૬૯ | ૧૩૧૨ | ૧૮૯૪ |
| ૧૦૮૫ | ૧૬૭૪ | ૧૩૧૩ | ૧૮૯૫ |
| ૧૦૮૬ | ૧૬૭૬ | ૧૩૨૩ | ૧૯૦૫ |
| ૧૦૮૭ | ૧૬૭૬ | ૧૩૩૩ | ૧૯૧૫ |
| ૧૦૯૧ | ૧૬૮૦ | ૧૩૩૭ | ૧૯૧૯ |
| ૧૦૯૪ | ૧૬૮૩ | ૧૩૪૧ | ૧૯૨૩ |
| ૧૦૯૫ | ૧૬૮૪ | ૧૩૭૭ | ૧૯૫૮ |
| ૧૦૯૯ | ૧૬૮૮ | ૧૪૦૩ | ૧૯૮૨ |
| ૧૧૦૦ | ૧૬૮૯ | | |
| ૧૧૦૧ | ૧૬૯૦ | | |
| ૧૧૦૨ | ૧૬૯૧ | | |

# સૂચિ–૪

## વ્યકિતઓ (શખ્સિયાત)

[વ્યકિતઓના નામોની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી છે.]

## [આ]



## [ઇ]

## [ત]



## [દ]



## [ન]

[ભ]



[મ]

[ય]



[ર]

## [સ]

# સૂચિ-૫

## તસવ્વુફના સિલસિલાઓ

# સૂચિ–૬

## કોમો અને ખાનદાનો

# સૂચિ–૭

## કિતાબો, ગ્રંથો, સામયિકો

### [અ]

[ઈ]



[ઉ]



[એ]



[ઐ]



[ક]

## [ઝ]



## [ત]

[ર]



[લ]



[વ]



[શ]

# સૂચિ–૮

## ભાષાઓ



# સૂચિ–૯

## સ્થળો (મકામાત)

### [અ]

[ક]



[ખ]



[ગ]

## [ત]



## [થ]



## [દ]



## [ન]

[હ]



# સૂચિ-૧૦

## સંસ્થાઓ અને મદ્રસાઓ

# સૂચિ-૧૧

## પ્રેસ, પ્રકાશન સંસ્થાઓ અને અકાદમીઓ

# સૂચિ-૧૨

## મસ્જિદો

# સૂચિ-૧૩

## પ્રકીર્ણ



# સૂચિ-૧૪

## ફળો

## સૂચિ–૧૫

### પુષ્પો

# સૂચિ-૧૬

## કળા, કારીગરી, કાપડ વગેરે

## દારુલ ઉલૂમ ભરુચ, મહમૂદ નગર – કંથારીઆના

## જાનદાર અને શાનદાર પ્રકાશનો

| | કિતાબનું નામ | કિંમત રૂપિયા | ટપાલખર્ચ રૂપિયા |
|---|---|---|---|
| ٦ | અસ્માઉલ બદરીય્યીન (નાની)...... | ૨ | ૩ |
| ٦ | અલ હિઝ્બુલ આઝમ.............. | ૨૦ | ૪ |
| ٦ | અલ ફારૂક..................... | ૭૫ | ૧૫ |
| ٦ | અવલિયાએ ગુજરાત.............. | ૫૦ | ૧૫ |
| ٦ | અસ્માઉલ હુસ્ના (કિતાબ).......... | ૧૨ | ૪ |
| ٦ | અઝાબે કબ્ર..................... | ૭ | ૪ |
| ٦ | આદાબે ઝિંદગી.................. | ૨૦ | ૫ |
| ٦ | આદાબે મસાજિદ................. | ૧૨ | ૪ |
| ٦ | આખિરતનું ભાથું................. | ૩ | ૩ |
| ٦ | આદાબે હજ–વ–ઉમરહ............ | ૧૨ | ૪ |
| ٦ | આસાન નેકિયાં.................. | ૩૦ | ૬ |
| ٦ | એપ્રિલ ફૂલ..................... | ૨ | ૩ |
| ٦ | એહસાન અને તસવ્વુફ............ | ૧૦ | ૪ |
| ٦ | અમલ ટુંકોટચ સવાબ લાંબોલચ..... | ૫ | ૩ |
| ٦ | અહમ વ જરૂરી બાતેં............. | ૭ | ૪ |
| ٦ | ઈસ્લામી તા'લીમ ભા. ૧ થી ૫ (સેટ) | ૧૩૭ | ૨૫ |
| ٦ | ઈસ્લામી નામોનો સંગ્રહ.......... | ૫ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧ | ઈસ્લામ અને વેપાર............... | ૧૫ | ૪ |
| ૧ | ઈસાલે સવાબનો આસાન તરીકો (મોટી) | ૪ | ૩ |
| ૧ | ઈમાનની કસોટી............... | ૮ | ૪ |
| ૧ | ઈસ્લામી અહકામ............... | ૪૦ | ૧૦ |
| ૧ | ઈસ્લામ દર્શન............... | ૭૫ | ૧૫ |
| ૧ | ઈસ્લામની સંપૂર્ણ પાબંદી........... | ૫ | ૩ |
| ૧ | ઈસ્લામ હકીકતોના નકશામાં........ | ૨૧ | ૬ |
| ૧ | કુનૂતે નાઝિલહ............... | ૧ | ૩ |
| ૧ | કુર્આનનો પયગામ............... | ૩ | ૩ |
| ૧ | કુર્આન શરીફના હકો............... | ૫ | ૩ |
| ૧ | કુર્આન અને હદીષના અણમોલ ખઝાના | ૧૨ | ૪ |
| ૧ | કુર્આન શરીફ વિરુદ્ધ કોમ્પ્યુટરી કાવત્રું | ૩ | ૪ |
| ૧ | ખાવા-પીવાની સુન્નતો............ | ૬ | ૪ |
| ૧ | ખાસ દુઆ............... | ૨ | ૩ |
| ૧ | ખઝીનએ આખિરત............... | ૨ | ૩ |
| ૧ | ગુલશને અવલિયા............... | ૩૨ | ૭ |
| ૧ | ચાર ફિત્ના............... | ૪ | ૪ |
| ૧ | ચાલીસ રબ્બના-દુરૂદ-મંઝિલ........ | ૧૫ | ૫ |
| ૧ | ચૂંટણીની ઈસ્લામી હેસિયત.......... | ૨ | ૩ |
| ૧ | ચાલીસ હદીષ............... | ૪ | ૩ |
| ૧ | જમાઅતમેં કયૂં જાએ ?............ | ૬ | ૩ |
| ૧ | જમાઅતમેં કૈસે જાએ ?............ | ૧૦ | ૪ |
| ૧ | જન્નતના ચાલીસ રસ્તા............ | ૨૦ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧ | જન્નતી તોહફો..................... | ૪૦ | ૫ |
| ૧ | ઝરૂરતુલ મુસ્લિમીન................. | ૧૨ | ૫ |
| ૧ | જીવદયા, માસાંહાર અને ઈસ્લામ..... | ૧૫ | ૫ |
| ૧ | જીવનોપયોગી ફળફળાદિ............. | ૧૬ | ૪ |
| ૧ | ઝિના.............................. | ૪ | ૪ |
| ૧ | જાત–મહેનત....................... | ૫ | ૪ |
| ૧ | શયખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)નું જીવનં ચારિત્ર.... | ૭ | ૩ |
| ૧ | તસવ્વુફની હકીકત................... | ૮ | ૪ |
| ૧ | તકવિયતુલ ઈમાન................... | ૩૦ | ૫ |
| ૧ | તકવીમ (પોકેટ)..................... | ૫ | ૩ |
| ૧ | તોહફએ દુનિયા વ આખિરત......... | ૫૦ | ૧૪ |
| ૧ | તિલાવતે કુર્આનની બરકાત.......... | ૫ | ૪ |
| ૧ | તબ્લીગ............................ | ૧૦ | ૪ |
| ૧ | તિબ્બે નબવી (સલ.)................. | ૩૦ | ૬ |
| ૧ | તવબાની જરૂરત..................... | ૫ | ૩ |
| ૧ | દાઢીની મહત્તા...................... | ૭ | ૪ |
| ૧ | દુઆએ ખત્મે કુર્આન................. | ૩ | ૩ |
| ૧ | દુઆ............................... | ૩ | ૩ |
| ૧ | દુરૂદો સલામ (અંગ્રેજી – ગુજરાતી).... | ૧૫ | ૪ |
| ૧ | દુનિયાની પૂંજી....................... | ૫ | ૩ |
| ૧ | ધ વર્લ્ડ ઓફ ફતવાઝ................. | ૬ | ૩ |
| ૧ | નમાઝનો સુન્નત તરીકો............... | ૫ | ૩ |

| | | | |
|---|---|---|---|
| 1 | નમાઝે તહજ્જુદ.................. | ૪ | ૩ |
| 1 | નવાફિલનો મહિમા.................. | ૧૪ | ૪ |
| 1 | નિકાહ રજીસ્ટર.................. | ૧૨૫ | ૫૦ |
| 1 | નજાતનો માર્ગ.................. | ૮ | ૩ |
| 1 | પતનના કારણ – જતનનાં ઉપાય...... | ૬ | ૩ |
| 1 | પ્લેગ વિષે ઈસ્લામી દ્દષ્ટિકોણ......... | ૩ | ૩ |
| 1 | પાકીઝા ઝિંદગી.................. | ૫ | ૪ |
| 1 | પરદાની હકીકત.................. | ૫ | ૪ |
| 1 | ફઝાઈલે આ'માલ.................. | ૧૬૫ | ૫૫ |
| 1 | ફઝાઈલે લિબાસ.................. | ૧૬ | ૪ |
| 1 | બહેનોની નમાઝ.................. | ૩ | ૩ |
| 1 | બહુ પત્નીત્વ.................. | ૬ | ૪ |
| 1 | બનાવટી ખ્વાબની હકીકત............ | ૪ | ૪ |
| 1 | બીમાર પુર્સી.................. | ૫ | ૪ |
| 1 | બારહ મહીનોંકે ફઝાઈલ.............. | ૬/૫૦ | ૪ |
| 1 | બુનિયાદ.................. | ૬ | ૩ |
| 1 | બુદ્ધિમત્તાનું કાર્યક્ષેત્ર.............. | ૮ | ૩ |
| 1 | બેહિશ્તી સમર.................. | ૩૦ | ૬ |
| 1 | હઝરતજીની તકરીરો.............. | ૭ | ૪ |
| 1 | હિદાયત વ તબ્લીગકી અહમિયત....... | ૬ | ૪ |
| 1 | હજનો તરીકો.................. | ૫ | ૩ |
| 1 | હજ–ઉમરહ ઔર સલામ.............. | ૧૩ | ૪ |
| 1 | હિઝાબ (પાકું બાઈન્ડીગ)............ | ૩૫ | ૬ |

| | | | |
|---|---|---|---|
| ૧ | હયાતુસ્સહાબા | ૬૦ | ૧૫ |
| ૧ | મદીનાના શેખ અહમદના | ૩ | ૪ |
| ૧ | મકબૂલ–મસ્નૂન દુઆ | ૧૫ | ૪ |
| ૧ | મહબૂબ દુઆ | ૨ | ૩ |
| ૧ | મહાન અવલિયા | ૪૦ | ૭ |
| ૧ | મસાઈલે હજ | ૩૫ | ૭ |
| ૧ | મુસલમાનોની મુસીબત | ૮ | ૩ |
| ૧ | મુનાજાતે અસ્માઉલ હુસ્ના | ૨ | ૩ |
| ૧ | માતૃભાષાની મહત્તા | ૩ | ૩ |
| ૧ | મુનાજાતે મકબૂલ | ૨૦ | ૪ |
| ૧ | રસૂલ (સલ.) ની સુન્નતો | ૧૩ | ૪ |
| ૧ | રેહબરે નમાઝ | ૨૫ | ૭ |
| ૧ | રેહબરે હજ | ૬ | ૩ |
| ૧ | રાતકો પળ્હને કે વઝાઈફ | ૧૩ | ૪ |
| ૧ | રમઝાનના આખરી | ૫ | ૩ |
| ૧ | રૂહાની ઉપચાર | ૫ | ૩ |
| ૧ | વસિય્યતનામું | ૨ | ૩ |
| ૧ | વસિય્યત અને વારસાના અહકામ | ૧૬ | ૫ |
| ૧ | વેપારના નાજાઈઝ પ્રકાર | ૩ | ૩ |
| ૧ | શું માનવી હોવું કોઈ | ૩ | ૪ |
| ૧ | શરૂ અલ્લાહના નામથી | ૨ | ૩ |
| ૧ | શિક્ષણ એટલે શું ? | ૫ | ૩ |
| ૧ | સકરાતથી કબર સુધી | ૧૪ | ૪ |

| | | |
|---|---|---|
| સ્વબચાવની રૂહાની તદબીર.......... | ૭ | ૩ |
| સુંદર ઈસ્લામી નામ.................. | ૫ | ૪ |
| સમય એક સંપત્તિ..................... | ૪ | ૩ |
| સાચાં સપનાં............................ | ૨૭ | ૫ |
| સ્ત્રી કેળવણી............................. | ૧૪ | ૪ |
| સ્ત્રીઓની દીની તાલીમ વિષે ઈસ્લામનો અભિગમ.......................... | ૧૨ | ૪ |
| જ્ઞાન જીવન સમૃદ્ધિ | ૧૩ | ૪ |
| મૌત ઔર અઝાબે કબ્ર................. | ૧૧ | ૩ |
| દાઢીનો ફલસફો......................... | ૭ | ૩ |
| વ્યાજનો ઈસ્લામી દૃષ્ટિકોણ.......... | ૯ | ૩ |
| તકબ્બુરનો ઈલાજ..................... | ૪ | ૩ |
| અલ્લાહ સામેની હાજરીનો ડર........ | ૫ | ૩ |
| ઉસ્વએ રસૂલે અકરમ (સલ.) ભા.૧,૨,૩ | ૧૫૦ | ૪૫ |
| મષ્નવીની હિકાયતો..................... | ૫૦ | ૧૫ |
| તકદીરી ફૈસલો.......................... | ૬ | ૩ |
| તોહફએ દુનિયા વ આખિરત......... | ૫૫ | ૧૫ |
| Islami Baseerat Part - 1 to 4 (Set) | ૬૫ | ૧૬ |
| Learning Eng. in Darul Uloom P. 1 to 4 | ૩૮ | ૧૬ |

**નોંધ :-**

રોકડ રકમ ટપાલના કવરમાં મોકલવી નહીં.
કિતાબો માટે મનીઓર્ડરથી રકમ મોકલવી.
વી.પી. દ્વારા કિતાબો મોકલવામાં આવતી નથી.

## પ્રકાશક

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ.પો. કંથારીઆ - ૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત)
☎ : (02642) 66786 / 41480

## પ્રકાશન વર્ષ

હિજરી સન ૧૪૨૩
ઈસવી સન ૨૦૦૨

